"ડીટેકટીવ પોલીસ"ની વાર્તા.

# હનુમાનની મૂર્તી

અથવા

## ચક્કરદાર ખૂન.



અનુવાદક:—

અબદુલ્લા ઇસ્માઇલ.

અધિપતિ "ડિટેકટીવ પોલીસ"



શાહ લલ્લુભાઇ નારણદાસ બુકસેલર.

લીમડાચોક—સુરત.

સને ૧૯૨૩



કીમત રૂ. ૨-૦-૦

"ડીટેક્ટીવ પોલીસ" ની વાર્તા.

# હનૂમાનની મૂર્તી.

## અથવા

## ચક્કરદાર ખૂન.

અનુવાદકઃ—

અબદુલ્લા ઇસમાઇલ્લ.

અધિપતિ "ડિટેક્ટીવ પોલીસ"

અમરેલી (કાઠીયાવાડ)

પ્રકાશકઃ—

શાહ મંગળદાસ લલ્લુભાઈ બુકસેલર.

લીમડાચોક-સુરત.

આવૃત્તિ બીજી સંવત ૧૯૭૮

સને ૧૯૨૨.

સુરત બુરાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી "અનાવિલ" પ્રિન્ટીંગ પ્રેસમાં ગોવીંદજી ડાહ્યાભાઈ નાયકે છાપ્યું.

કીંમત રૂા. ૧-૮-૦

# હનુમાનની મૂર્તિ.

(એક ચક્કરદાર ડિટેક્ટીવ વાર્તા.)

## પ્રકરણ ૧ લું.

### ડિટેક્ટીવ વાર્તા લેખક.

નવીનબાબુ નવા નૉવેલીસ્ટ છે, થોડા દીવસ થયાં તેમનું નામ વાર્તા સાહિત્યના મેદાનમાં ખુબ પ્રસિદ્ધતાને પામ્યું છે, અને લોકો તેમને એક કાબેલ વાર્તા લખનાર તરીકે ઓળખે છે.

વાર્તા સાધારણ રીતે બે પ્રકારની હોય છેઃ- એક અલૌકિક ને અસંભવિત; બીજી સ્વાભાવિક ને સંભવિત. પહેલા પ્રકારમાં અસંભવિત ને અકુદરતી રચનાના કલ્પિત કોટ ઉભા કરી દેવામાં આવ્યા હોય છે અને બીજામાં સ્વાભાવિક ને સંભવિત બનાવોની બારીક ગુંથણી ગુંથવામાં આવેલી હોય છે. આપણા નવીનબાબુ બીજા પ્રકારની વાર્તાઓ લખવાના હિમાયતી છે. કલ્પનાના ઘોડા દોડાવવા અને ગોળા ગબડાવવાના તેઓ ચુસ્ત વિરોધી છે.

તેઓ પોતાની વાર્તાઓની વસ્તુઓને સ્વાભાવિકતાની સાંકળમાં એવી રીતે જકડે છે કે, ચુનન્દા ટીકાકારોની તેજ કલમ પણ તેની પર પ્રહાર કરી શકતી નથી. કલ્પનાની મદદ વગર, સ્વાભાવિકતાના સાફ દર્પણમાં પાપ અને પુણ્યનું પ્રગટ ચિત્ર આલેખી દેખાડવું એજ એક ઉત્તમ વાર્તાનવેશનું કામ છે, એવી મજબુત માન્યતા ધરાવનારાઓ માંહેના આપણા નવીનબાબુ પણ એક છે. અને એજ કારણને લઈ જગતમાં બનતા સત્ય બનાવો અને જુદી જુદી જાતના મનુષ્યોના ચરીત્ર જોવાને માટે તેઓ સદા આતુર રહે છે.

હમેશાં સવારમાં ઉઠીને તેઓ બપોરના અગ્યાર વાગતા સુધી લખવાના કામમાં રોકાયેલા રહે છે. બપોરે પછી આરામને વખતે પુસ્તકો અને વર્તમાનપત્રો વાંચે છે. ત્રણ વાગ્યા પછી હિત મિત્રોની મુલાકાતે જઈ આનંદ મેળવે છે. રાત્રે નવથી બાર વાગ્યા સુધી કલકતા જેવા વિશાળ શહેરમાં પોતાની વાર્તા માટે મસાલો શોધતા ફરે છે; જે કદી ધનાઢયોના હવેલીઓવાળા મોહલ્લામાં, કદી

ગરીબોના ઝુંપડાવાળા લતામાં, કદી દારૂના પીઠામાં, કદી રસ્તેરસ્તામાં તો કદી ગંગાને કિનારે, બનતા બનાવોનું અવલોકન કરતાં ઘુમે છે અને આવાં અવલોકનનાં સ્વાભાવિક ને સત્ય સજાવ વડેજ તેમની વાર્તાઓ ઘણી ખેંચાણકારક અને લોકપ્રિય થઇ પડે છે.

# પ્રકરણ ૨ જું.

## રૂપધારી દરવાન.

આજે નવીન બાબુ હમેશ મુજબ રાતના બહાર ફરવા નીકળ્યા છે. શહેરની ગલી કુંચીઓ અને સડકો પર ઘુમતા ફરતા તેઓ બાર વાગતાને સુમારે બડા બજારની બાંસતલા ગલીમાં પહોંચ્યા ત્યાં બંને બાજુઓના દુકાનદારો દુકાનના દરવાજા બંધ કરી ચુકયા હતા. કોઇ કોઇ દુકાનો ખુલી હતી, તે પણ ગ્રાહકો મળવાનો હવે વખત ન રહેલો હોવાથી બંધ થવાની તૈયારીમાં હતી. રસ્તા પર લોકોનો આવ જા પણ બંધ થયો હતો.

નવીનબાબુની નજર, સામેની લાઇન પરથી જતા એક માણસ પર પડી. તેનાં પહેરવેશ પરથી નવીનબાબુને કાંઇક નવાઇ લાગી. પોશાક દરવાનનો પહેર્યો હતો. માથા પર મોટી પાઘડી, બદન પર અંગરખું, ચહેરા પર ઘટ્ટ દાઢી, જે દેખીતી રીતે બનાવટી જણાઇ આવતી હતી; અને ઉમર લગભગ સાઠ વર્ષની હોય તેમ લાગતું હતું. પોશાક જો કે દરવાનનો હતો પણ ચાલ ઉપરથી તે દરવાન જણાતો ન્હોતો. તે આજુબાજુ ચકળ વકળ દ્રષ્ટિથી જોતો હતો તે ઉપરથી કોઈ નવીન માણસ હોય તેમ જણાતું હતું, નવીનબાબુ સમજ્યા કે તે કોઇ માણસની શોધમાં છે.

એક વખત તે થોડો આગળ જઇને પાછો ફર્યો. અને નવીન બાબુને કાંઇક પુછવાનો વિચાર કર્યો પણ કાંઇક વિચાર કરીને તે બોલતો અટકી ગયો અને ગુપચુપ આગળ ચાલવા લાગ્યો.

નવીન બાબુને તેની પર કાંઇક સંદેહ થયો. તે ઉભા રહી તેની તરફ જોવા લાગ્યા, તેમ કરતાં તે રૂપધારી દરવાન થોડો દુર નીકળી ગયો. પરંતુ વળી તે અટકી જઈ ધીરે ધીરે પાછો આવવા લાગ્યો. નવીન બાબુ તેની હિલચાલ તપાસતા ત્યાંજ ઉભા હતા.

આ વખતે તે નવીન બાબુ પાસે આવીને પ્રથમ જરા અચકાયો પછી બોલ્યો.

"રાણી ગલી કયાં છે, આપ જાણો છો ?"

"માત્ર ઠેકાણું કહી આપવાથી તમે પહોંચી શકશો નહીં." નવીન બાબુએ કહ્યું. "હું પણ તે તરફજ જાઉં છું, સાથે આવો તો બતાવી દઉં."

"તમે બહુ ભલા માણસ જણાવ છો." બુઢ્ઢાએ કહ્યું.

"વાતોથી તો તમે પણ તેવાજ લાગો છો."

"નહીં, નહીં, હું તમારી સાથેજ આવું છું, ચાલો."

નવીનબાબુને કોઇ સાથે નકામી વાતો કે ટાહીલા કરવાની ટેવ નહોતી. તે પેલા અજાણ્યા સાથે ગુપચુપ ચાલતા થયા છતાં તેઓએ એટલું તો સમજી લીધું કે, તે બુઢ્ઢો તેમનો વિશ્વાસ કરતો નથી. તે થોડા છેટા પર રહીને પાછળ પાછળ ચાલતો વળી તેણે ખીસ્સા પર હાથ દબાવી રાખ્યો હતો. એ ઉપરથી સમજાતું હતું કે, તેણે ખીસ્સામાં નોટો અગર બીજી કાંઇ કીંમતી વસ્તુઓ રાખેલીછે. આ પ્રકારના તેના રંગઢંગ ઉપરથી નવીનબાબુએ ધાર્યું કે, તે દરવાન નહીં પણ કોઇ પંજાબી મોટો માણસ છે અને આટલી મોડી રાતે તે જરૂર કોઇ ખાસ હેતુથી વેશ બદલીને નીકળ્યો છે.

તે રાણી ગલીમાં રહેતો ન્હોતો એતો જાણે ખુલ્લું જણાઇ આવ્યું, કારણ કે નહીંતો તેને પુછવાની જરૂરજ ન હોય. ગમે તે હોય પરંતુ તેની હિલચાલ તપાસવાનો દ્રઢ નિશ્ચય નવીનબાબુએ કર્યો. વળી રાણી ગલી આબરૂદારના વસવાટનો લતો નથી તે પણ નવીનબાબુ જાણતા હતા.

"જુઓ આ જ રાણી ગલી છે." ગલીનાં ચોક પાસે આવી નવીનબાબુ બોલ્યા.

પરંતુ પેલો માણસ ગલીમાં ન જતાં ચુપચાપ આગળ વધ્યો. નવીનબાબુએ અજબ થઇને પુછ્યું. "અરે ! શું તમારે રાણી ગલીમાં નથી જવું ?

"ના, ના, મારૂં કામ થઈ ગયું." એમ કહેતો તે આગળ વધતો ગયો.

નવીનબાબુ થોડે દુર દુર તેની પાછળ ચાલવા લાગ્યા, તે કયાં જાય છે અને શું કરે છે તે જાણવાને માટે તેમને હવે વધુને વધુ ચટપટ થવા લાગી.

તે માણસ જ્યારે દરમાહટ્ટા પહોંચ્યો ત્યારે નવીનબાબુએ જોયું કે, મોડ ( ચોક ) પર ત્રણ ભાડાની ગાડીઓ ઉભી હતી. પેલા માણસે ગાડીના કોચવાન સાથે ધીમેથી કાંઇક વાત કરીને તેના હાથમાં કાંઇક આપ્યું. એટલે તે કોચ બોકસ પરથી નીચે ઉતરીને

ઘોડાને લગામ આપવા લાગ્યો, પેલો માણુસ ગાડીની અંદર દાખલ થયો અને પછી ગાડીવાને કોચબોક્સ પર બેશીને ઘોડાપર ચાબુકનો પ્રહાર કર્યો કે ગાડી ચાલતી થઇ.

નવીનબાબુ ઝડપથી એક બીજી ગાડીમાં ચડી બેઠા અને કોચવાનને કહેવા લાગ્યા. "પેલી ગાડીની પાછળ ચલાવ, ખુબ ઇનામ મળશે, તેનાથી થોડે દુર દુર રહીને ચલાવ, કે તેને ખબર ન પડે તેમજ તે નજરથી ગુમ પણ થવા ન પામે.

"તે બધો બખેડો હું કાંઇ જાણુતો નથી" કોચવાન નારાજ થતો બોલ્યો, "બાબુજી, પહેલે ભાડું ચુકાવી આપો પછી બીજી વાત."

"અરે ઓ, પોલીસનું કામ છે જલદી ચલાવ ઇનામ મળશે."

પોલીસનું નામ પડયું પછી આનાકાની કેવી? ઝડપથી ઘોડાને ચાબુક દેતો પેલી ગાડીની પાછળ ગાડીને દોડાવી ચાલ્યો નવીનબાબુ ઘડી ઘડી પોતાની ગાડીમાંથી ડોકીયું કરી આગલી ગાડીને જોતા જતા હતા. તેણે વિચાર્યું કે, તે માણુસ રાણી ગલીનો રસ્તો પુછીને ગલીમાં ગયો નહીં. મારીપર તેને કાંઇક સંદેહ થયો છે એટલા માટે ગાડીપર ચડીને પોતાથી મારો પીછો છોડાવાની તે યુક્તિ કરે છે. તે જરૂર પાછો ફરીને રાણી ગલીમાં આવશે.

નવીનબાબુએ જોયું કે ગાડી જોડાબગાન પહોંચીને પછી બીડન સ્ટ્રીટ થઇને બાંસતલ્લામાં આવી અને છેવટે દરમાહટ્ટાના એજ ચોક પર આવીને ઉભી કે જ્યાંથી તે પ્રથમ રવાના થઇ હતી.

નવીનબાબુની ગાડી પણ આવી પહોંચી. કોચવાને ઉતરીને કહ્યું. લ્યો બાબુજી! જ્યાંથી ઉપડયા હતા ત્યાં પાછા આવી ગયા. જુઓ પેલી ગાડી પણ આવીને સામે ઉભી છે!"

નવીનબાબુ ગાડીમાંથી કુદી પડીને પેલી ગાડી પાસે ગયા. અંદર જુવે છે, તો કોઇ મળે નહીં! કોચવાને પુછયું. "કેમ બાબુજી, શું જુવો છો?"

"જે માણુસ તારી ગાડીમાં ચડયો હતો તે કયાં ગયો?" નવીનબાબુએ ગભરાટથી પુછયું.

"કેમ? તમોને આટલી પુછ ખોજ કરવાનું શું કામ?

"અરે માણુસને ઓળખીને વાત કર! પોલીસવાળા છે!" નવીનબાબુના કોચવાને કહ્યું.

"મેં તો આપને પ્રથમ ઓળખ્યા નહીં." ગાડીવાન પોલીસનું નામ સાંભલી તત-પપ કરતો બોલ્યો.

"ઓળખવાની વાત પછી, પણ પહેલા એ બતાવ કે, તારી ગાડી રસ્તામાં ક્યાંઈ ઉભી રહી ન્હોતી તો પછી પેલો માણસ ગયો ક્યાં ?"

"નહિ હજુર, તે માણસ ગાડીમાં બેઠોજ ન્હોતો."

# પ્રકરણ ૩ જું.

## લોહીમાં લદબદતી લાશ.

"હેં ! એ શું ?" નવીનબાબુ આશ્ચર્ય ચકિત થઇને બોલી ઉઠયા.

"હા, સાહેબ," કોચવાને જણાવ્યું. "તે માણસે આવીને મને કહ્યું કે, એક બદમાશ મારી પાછળ પડયો છે. આ બે રૂપીયા લે અને ગાડી ઝડપથી હાંકી જા. અંહીંયા મારે થોડું કામ છે, તે કરી લઉં; જ્યારે તું અહીં પાછો ફરીશ ત્યારે તારી ગાડીમાં ઘેર જઇશ. અને ઘેર પહોંચતાં એક રૂપીયો બીજો પણ આપીશ. એમ કહીને તે ગાડીના આ તરફના દરવાજામાં ઘુસીને બીજી તરફના દરવાજામાંથી બહાર નીકળીને અંધારામાં છુપાઇ ગયો."

"તે પાછો આવવાનું કહી ગયો છે ત્યારે તો હમણા આવતો હશે. ઠીક હું તેના માટે રોકાઇશ." નવીનબાબુએ કહ્યું.

"હવે રાત બહુ ગઇ. હું નહીં રોકાઇ શકું." એમ કહીને ગાડીવાન ગાડી લઇને ત્યાંથી રવાના થઇ ગયો.

"તો હવે તું અહીં રોકાઇ જા." નવીન બાબુએ પોતાના કોચવાનને કહ્યું. "એક ત્રીજી ગાડી પણ અહીં હતી ને ?"

"હા, હતી ખરી પણ કોઇને બેસારીને ગઇ હશે."

"સારૂં, પેલો માણસ ગાડીને માટે કહી ગયો છે જોઇએ કે હવે તે આવે છે યા નહીં."

"સાહેબ, ગાડી પરથી લાલટેન ઉતારીને ગલીમાં તેને શોધીએ તો ?" કોચવાને સલાહના તોર પર કહ્યું "વળી આપ સાથે છો તેથી ગાડીને પણ કોઇ પકડે તેમ નથી."

નવીનબાબુએ વિચાર્યું કે, કોચવાનનું કહેવું ગેરવ્યાજબી નથી.

કોચવાને ગાડી પરથી લાલટેન ઉતારી અને નવીનબાબુની સાથે રાણી ગલીમાં ચાલ્યો.

હાથમાં લાલટેન લઇને કોચવાન આગળ ચાલતો હતો અને નવીનબાબુ પાછળ ચાલતા હતા. ગલી એટલી સાંકડી કે બે માણસો

સાથે સાથે સહેલાઇથી ચાલી શકે નહીં, અંધારૂં પણ બહુ હતું, સાથેજ સરકારી લાલટેન પણ મળે નહીં. તે સડક તો ન્હોતીજ; માત્ર નાની સરખી ગલી અને તે પણ આગળ જતાં બંધ થઇ જતી હતી.

"અરે બાપરે! આ શું છે?" આગળ ચાલતો કોચવાન કોઇ વસ્તુને જોઇ ગભરાટથી બોલીને જમીનપર પટકાઇ પડયો. નવીનબાબુએ ઝડપથી તેની પાસેની લાલટેન ઉઠાવી લઇને જોયું તો રસ્તામાં એક માણસ પડેલો છે. કોચવાને પણ ઉઠીને જોયું અને બોલ્યો. "આ તે કોઇ દારૂડીયો છે કે શું?" પણ વળી પાછો ચીચયારી પાડી દૂર હઠી જતાં બોલી ઉઠયો "ખુન છે! ખુન!!"

નવીનબાબુએ આશ્ચર્યતા વચ્ચે જોયું કે, જે માણસની પોતે આટલી વાર થયાં શોધ ચલાવી રહ્યો હતો, તેજ માણસની લોહીમાં લદબદતી લાશ સામે પડી છે. કોઇએ તેની છાતીમાં છુરો ભોંકીને ખુન કર્યું છે!

# પ્રકરણ ૪ થું.

## ડબલ ખુન!—ખુનીનું ખુન!

બન્ને ગલીના મોડ પર આવીને "સીપાઇ! સીપાઇ" પોકારવા લાગ્યા, બેઉ તરફથી બે પહેરાવાળા દોડતા આવ્યા; તેઓએ ગલીમાં જઇ લાશ જોઇ અને એક પહેરાવાળો દોડતો પોલીસ ચોકીમાં ખબર આપવાને ગયો.

અરધા કલાકમાં પોલીસ ઇન્સ્પેક્ટર પોતાના દળબળ સાથે આવી પહોંચ્યા, લાશની તપાસ થઇ. કોચવાન અને નવીનબાબુ પણ પોલીસ ચોકીપર ગયા; ત્યાં પોતાના નામ અને ઠેકાણું આપી રજા મેળવી અને લગભગ રાતના ત્રણ કલાકે નવીનબાબુ પોતાના મકાન પર પાછા ફર્યા. પોતાની આંખો સામે જે બનાવ ગુજર્યો હતો તેની ચિન્તામાં ઉંઘ આવી નહીં. તેનું કોણે ખુન કર્યું, શું કામ કર્યું, તેનો પતો મેળવવો જોઇએ, આ બનાવ મારી વાર્તા માટે બહુ ઉત્તમ થઇ પડે તેવો છે; ઈત્યાદી વિચારોમાં રાત પુરી થઇ.

બીજે દીવસે સવારમાં પોતાના બહારના રૂમમાં બેશી ગઇ રાતના બનાવનો વિચાર કરી રહ્યા હતા. તેટલામાં એક ચાલીસ વરસનો રૂષ્ટ પુષ્ટ પહેલવાન જેવો પુરૂષ તેમની સામે આવી ઉભો. તે શરીરનો બળવાન પણ ચહેરાપરથી દયાળુ જણાતો હતો. આંખો

ઉપરથી તે ચાલાક, બુદ્ધિમાન અને હીમતબાજ દેખાતો હતો. નવીનબાબુએ તેની તરફ સંદેહની દ્રષ્ટીથી જોયું, અને હજુ પોતે કાંઇ કહેવા જાય છે તેટલામાં પેલો આવનાર બોલ્યો.

"રાણી ગલી વાળા ખુનના સંબંધમાં હું તમારાથી બેચાર વાત પુછવા માટે આવ્યો છું."

"આપ શું પોલીસના માણુસ છો ?" નવીનબાબુએ પુછ્યું.

"હા, મારૂં નામ ડીટેક્ટીવ ઇન્સ્પેક્ટર અક્ષય છે."

અક્ષયકુમારનું નામ તો નવીનબાબુ પ્રથમથી જાણુતા હતા. જાસુસીમાં તે વખતે તેમનું નામ પ્રસિદ્ધ હતું.

"અક્ષયબાબુ !" નવીનબાબુએ કહ્યું "આપનું નામ તો ઘણા દીવસથી સાંભળતો હતો, આજે દર્શન થવાથી બહુ આનંદ થયો. આપ પાસે મારે એક વિનંતી કરવાની છે."

"કહો, શું હુકમ છે ?"

"આ ખુનના મામલાની તપાસમાં આપ મને પણુ સાથે રાખો તો મહેરબાની."

"કેમ ?" અક્ષયબાબુ આંખો ફાડીને નવીનબાબુ તરફ જોતાં બોલ્યા.

"મેં ત્રણુ ચાર વાર્તાઓ લખી છે. અને હજુ વધારે લખવાનો પ્રયાસ ચાલુ છે. બે ત્રણુ ડીટેક્ટીવ વાર્તાના પુસ્તકો પણુ લખ્યા છે. જો આ ખુનની તપાસમાં આપ મને પણુ સાથે રાખો તો બહુ ઉપકાર થશે."

"હા, બની શકે તેમ છે, પરંતુ તે એક શરતે."

"કઇ શરત ?" નવીનબાબુ આતુરતાથી બોલ્યા.

"આ તપાસમાં હું જે કાંઇ કહું તે તમારે કરવું પડશે. મારી કોઇ વાત સામે આનાકાની થઇ શકશે નહીં."

"આપ જેમ કહેશો તેમ હું કરીશ."

"લાવો હાથ મીલાવો. મારૂં ને તમારૂં એગ્રીમેન્ટ નક્કી થયું. આજથીજ તમે મારા આ કામમાં ભાગીદાર થયા." એટલું કહી અક્ષયબાબુએ શેકહેન્ડ કરી. નવીનબાબુના મનમાં શંકા થઇ કે, અક્ષયબાબુ મશ્કરી તો નહીં કરતા હોય ? પણુ તે મોહડેથી કાંઇ કહી શકયા નહીં.

અક્ષયબાબુ હવે જરા ઠીક થઇ દીવાલને અઢેલીને બેઠા. નવીનબાબુએ કહ્યું.

"આ રૂપધારી શખસનું ખુન કોણે કર્યું, તે પ્રથમ આપણે જાણુવાનું છે."

"નહિ. એટલુંજ નહીં," અક્ષયબાબુએ જણાવ્યું "જેણે ખુન કર્યું છે તેને તો હું જાણું છું."

"હેં! આપ જાણો છો?" નવીન બાબુ અજાયબીથી પોકારી ઉઠયા.

"હા, એક સ્ત્રીએ તેનું ખુન કર્યું છે."

"આપ બરાબર કહો છો?"

"જ્યાં સુધી જણાયું છે ત્યાં સુધી તો એમજ છે."

"આપે કેમ જાણ્યું? શું ખુની પકડાઇ ચુકયો છે?"

"પકડવાના રસ્તાથી બહાર ગયો છે."

"બહાર ગયાનો અર્થ શું? મારી સમજમાં નથી ઉતરતું."

"ખુની પણ માર્યો ગયો છે!"

"માર્યો ગયો?!"

"હા તેનું પણ ખુન થયું છે."

"ઓહ! એકદમ ડબલ ખુન!" નવીનબાબુ ચકિત થતા બોલ્યા

"હા," અક્ષયબાબુએ ગંભીરપણે ચલાવ્યું. "દરવાનના વેશમાં નીકળેલો માણસ લગભગ બાર અને એક વાગતાની વચ્ચે માર્યો ગયો અને ખુન કરવાવાળી એકથી બે વાગતાની અંદર મારી ગઇ છે."

"તેની લાશ કયાં મળી?"

"ઘણી દુર નહીં. ગંગા કીનારાની સડક ઉપર ગંગા કીનારેજ કહેવી જોઇએ."

"તો શું લાશને ગંગામાં ફેંકવા જતો હશે?"

"હા, એમજ થતે, પરંતુ કોઇનો પગરવ સંભળાવાથી તે રસ્તામાંજ છોડીને ચાલ્યો ગયો."

"લાશને પ્રથમ જોઇ કોણે?"

"એક પંજાબી ગંગા કીનારે જતો હતો. તેણે પહેલ વહેલી જોઇને થાણામાં ખબર આપી. હું પણ ખબર સાંભળીને જોવા ગયો હતો."

"તો એટલા જલદી આપ કેવી રીતે પહોંચી ગયા?"

"તેનું કારણ આ રહ્યું, જુઓ" એટલું કહી અક્ષય બાબુએ ખીસ્સામાંથી એક રંગીન ચીજ કાઢીને સામે ધરી નવીન બાબુએ જોયું તો કોઇ સુંદર સાડીનો ખુણામાંથી ફાટેલો ટુકડો હતો."

આ ટુકડો પેલા દરવાનની જમણા હાથની મુઠીમાંથી મળી આવ્યો છે. જરૂર તેણે મરતી વેળા ખુનીનું કપડું જોરથી પકડીને ખેંચી રાખ્યું હતું. જ્યારે તે છરીના ઘાથી પડી ગયો ત્યારે તેણી

કપડું છોડાવીને ભાગી છે. પરંતુ જે ભાગ તેના હાથમાં પકડાઇ રહ્યો હતો તે નહીં છુટવાથી ફાટીને હાથમાં રહી ગયો છે સાડીનો ટુકડો જોવાથી જણાય છે કે, એ કોઇ પંજાબી સ્ત્રીની છે: બંગાલી સ્ત્રી આવી સાડી પહેરતી નથી"

"આપનું અનુમાન ઠીક છે. પરંતુ જે સ્ત્રી મારી ગઇ છે તેણેજ પેલાનું ખુન કર્યું છે એમ આપ શા ઉપરથી સમજ્યા ?"

"ખબર સાંભળતાંજ હું ગંગા કીનારે પહોંચ્યો. લાશ ઉપર જે સાડી હતી તેનો ખુણો ફાટેલો હતો અને બરાબર તેજ સાડીનો તે ટુકડો હતો. તે પરથી સમજી લીધું કે આ સ્ત્રીએજ પેલા રૂપધારી દરવાનનું ખુન કર્યું છે."

"ઘણો અજબ બનાવ છે. પરંતુ તે ખૂનીનું ખૂન કોણે કર્યું ?"

"એજ તો વાત છે અને તેનો પતો લગાવવો એ અમારા લોકોનું કામ છે. કપડાં પરથી હમણાં કાંઇ પતો મળતો નથી. બન્ને લાશ વગર ઓળખાયે પડી છે."

"પેલા દરવાનના કપડા પર શું કોઇ નિશાન નથી ?"

"નિશાન છે. તેણે દરવાનનાં કપડાં પહેર્યાં હતાં પરંતુ અંદરથી અસલી પોશાક મળી આવ્યો. તેમાં બસુ કંપનીના નામનું કપડાનું નાનું લેબલ સીવેલું છે. તે દુકાન જોડા સાંકુમાં છે, ત્યાંથી પતો મળી શકશે. લાશ જોવાથી તે કોઇ શ્રીમંત માણસ લાગ્યો એટલે તેનો પતો તો જલદીથી મળી જશે, પરંતુ સ્ત્રીનો પતો લગાવવામાં મુશકેલી પડશે."

"સ્ત્રીએ શું કામ ખુન કર્યું, તે જણાવાથી તેનો પતો સહેજમાં લાગી જશે. એટલા માટે બસુ કંપનીને ત્યાં તપાસ કરવી જોઇએ અને તેના ઉપરથી પેલી સ્ત્રીને લગતી ખબર મળી આવશે.

"હા, કદાચ ત્યાંથી કાંઇ ન મળ્યું તો એક બીજો પણ આધાર છે"

"તે કયો ?"

"જુઓ તે આ રહ્યો" કહીને અક્ષયબાબુએ ખીસ્સામાંથી એક વસ્તુ કાઢીને ટેબલપર મુકી. આ જોઇને નવીનબાબુ હેરતની નજરથી તે વસ્તુને જોઇ રહ્યા.

# પ્રકરણ ૫ મું.

## હનુમાનની મૂર્તિ.

વાંચનાર ! અક્ષય બાબુએ ખીસ્સામાંથી એવી કઇ વસ્તુ કાઢીને ટેબલપર મુકી કે જેને નવીનબાબુ હેરતની દ્રષ્ટિથી જોઇ રહ્યા હતા ?

તે વસ્તુ એક મરઘીના ઈંડાના કદની અને આકારની કાળા પથ્થરની સિંદુર લગાવેલી હનુમાનની મુર્તિ હતી ! !

"તમોએ આ કયાંથી મેળવી ?" નવીનબાબુએ મુર્તિને હાથમાં લઈ બારીકીથી તપાસતાં પુછ્યું.

"એક નહી, બે મળી છે ?" એમ કહીને આબાદ તેજ નમુનાની એક બીજી મુર્તિ ખીસ્સામાંથી કાઢીને અક્ષયબાબુએ ટેબલપર રાખી દીધી.

"પણ તમોને આ બંને મળી આવી કયાંથી ?" નવીનબાબુએ ઉત્સુકતાથી પુછ્યું.

"એક રૂપધારી દરવાનની લાશ પાસેથી અને બીજી પેલી મારી ગયેલી સ્ત્રીની સાડીના છેડામાંથી."

"આતો બહુ નવાઇ ઉપજાવનારી વસ્તુઓ છે. જો આ વસ્તુની અસલીયત માલુમ પડી જાય તો ખુન થવાના કારણો પણ સહેલાઇથી મળી શકશે."

"તમો કંઈ આ સંબંધમાં જાણો છો ?"

"નહિ, પરંતુ મારો એક મિત્ર છે જે આ દેશના દેવી દેવતાઓના સંબંધમાં ઘણો ઉંડો અભ્યાસ રાખે છે. તેને પુછવાથી કદાચ કાંઇ જાણવાજોગ બાબત મળી આવે ખરી."

"સારૂં. ત્યારે એક મુર્તિ તમે તમારી પાસે રાખો. તમારા મિત્રને બતાવીને પુછી લેજો. પણ હા, તમોને હું એકાદ વાત પુછવા માગું છું."

"ખુશીથી; જે પુછવું હોય તે પુછો."

"કાલે રાત્રે આપે જે કાંઇ જોયું હતું, તે મને બરાબર કહી સંભળાવો."

નવીનબાબુએ બધી હકીકત સવિસ્તર કહી સંભળાવી. જે સાંભળી લીધા પછી અક્ષય બાબુએ પુછ્યું.

"તેણે બરાબર આગલા ખીસ્સાપર હાથ રાખ્યો હતો ?"

"હા,"

"તેના ખીસ્સામાંથી એક પીસ્તોલ મળી આવી છે, પણ જે કીંમતી ચીજ હતી તે મળી નથી."

"આપે કેમ જાણ્યું કે કોઇ કીંમત ચીજ પણ હતી ?" નવીનબાબુએ પ્રશ્ન ઉઠાવ્યોઃ

"જો તેમ ન હોય તો તે પીસ્તોલ લઇને શું કામ નીકળે. ?"

"તેણે પોતાના બચાવ માટે રાખેલી હોય, એમ શું ન બની શકે ?"

"હા. તે બનવા જોગ છે પરંતુ તે દરવાનના વેશમાં એટલા માટે આવ્યો હતો કે, તેના પાસે જે નોટો યા બીજી કીંમતી વસ્તુ હતી તે કોઇના જાણવામાં ન આવે. આ સંબંધમાં મેં અનુમાન કર્યું છે તે ઠીકજ હોવું જોઇએ."

"આપે શું અપમાન કર્યું છે ?"

"હું ધારૂં છું કે, પેલો હિન્દુસ્તાની દરવાન અરધી રાત્રે રાણી ગલીમાં આવ્યો હતો ત્યાં પેલી સ્ત્રી સાથે તેને મળવાની ગોઠવણ હતી. વેશ એટલા માટે બદલ્યો હતો કે, કોઇ તેને ઓળખી શકે નહીં. તેની પાસે નોટો અગર બીજી કીંમતી વસ્તુ હતી તે તેણે પેલી સ્ત્રીને આપી અને સ્ત્રીએ તેને આ હનુમાનની મુર્તિ આપી."

"હનુમાનની મુર્તિ આપવાનો શો સબબ ?"

"ખાલી એમજ, રસીદના તોર પર યા રૂપીઆ મળવાની નિશાની તરીકે તે આપી. જ્યારે એ મુર્તિ તે પોતાના ખીસ્સામાં મુકવા ગયો ત્યારે તે તકનો લાભ લઇને પેલી સ્ત્રીએ તેની છાતીમાં છુરો ભોંકી દીધો; એટલે તેના હાથમાંથી મુર્તિ સરી પડી. તેણે પેલી સ્ત્રીનું કપડું જોરથી પકડી રાખ્યું, તે છોડાવીને તેણી ભાગી અને ખેંચાખેંચીમાં કપડાનો ખુણો ફાટીને લાશના હાથમાં રહી ગયો."

"એ આપનું અનુમાન છે કોઇ ચોકસ સાબેતી નથી."

"હા હમણા તો તે અનુમાન છે. પરંતુ પાછળથી આપને માનવું પડશે કે મારૂં એ અનુમાન જુઠું નથી."

"પણ પેલી બીજી મુર્તિનું કેમ ?"

"તે સંબંધમાં મારૂં ધારવું એવું છે કે; તેણી તેનું ખુન કરીને રૂપીયા લઈ ગંગા કીનારે દોડી ગઇ. ત્યાં તેની પાસેથી રૂપીયા લેવા કોઈ ઉભો હતો. આપ એમ નહીં ધારશો કે રૂપીયા પરજ મારો નિશ્ચય છે. રૂપીયા હોય યા બીજી કીંમતી ચીજ; તેણીએ પેલાને આપી દીધી. તે માણસે પણ એવીજ રીતે તેણીને હનુમાનની મુર્તિ આપી, અને જ્યારે તે સાડીને છેડે બાંધીને જરા ચાલી કે પેલાએ અચાનક હુમલો કરીને તેની છાતીમાં છુરી ચલાવી દીધી. ત્યાર પછી તે લાશને ગંગામાં ફેંકવા જતો હતો તેટલામાં કોઇના આવવાનો પગરવ સાંભળી ત્યાંજ છોડીને પસાર થઇ ગયો."

"પરંતુ તેણે તે સ્ત્રીનું ખુન કેમ કર્યું ?"

આ સવાલનો જવાબ ન આપતાં અક્ષયબાબુ મોહડાની સીટી

બજાવવા લાગ્યા; પછી થોડીવારે બોલ્યા: " એટલું જાણવામાં આવ્યું હતે, તો મેં ખુનીને ક્યારનો પકડી પાડયો હતે. જે કાંઇ ગુંચવણ અને ઘોંટાળો છે તે સઘળો એજ સવાલમાં છે."

હવે નવીનબાબુ ચુપ થયા. તેણે આગળ કાંઇપણ પુછયું નહીં. એટલે અક્ષયબાબુએ હસીને પૂછયું. " આપ પણ ડીટેકટીવ વાર્તાઓ લખો છો, કહો તો આ બનાવ કેવો છે?"

" આ બનાવ તો વાર્તાઓથી પણ ચકકરદાર અને મુશ્કેલ જણાય છે." નવીનબાબુએ કહ્યું. " પણ હવે આપે આ સંબંધમાં શું કરવા ધાર્યું છે?"

" પહેલાં તો બસ્રુ કંપનીને ત્યાંથી આ કોટના માલીકનો પતો લઇશ અને તે પતો મળવાથી ખુન શા કારણે થયું તેની ખબર મળી જશે. પછી તેને પકડવામાં વધુ મુશ્કેલી પડશે નહીં. એ સિવાય પણ એક વધુ આધાર છે. પેલી ભાડાની ગાડી!"

" કઇ ગાડી? શું જેમાં હું બેઠો હતો યા જેમાં પેલો દરવાન બેશીને મારી આંખમાં ધુળ નાખી ગયો હતો તે?"

" નહિં, પેલી જે ત્રીજી ગાડી હતી તેને માટે હું કહું છું."

" તેના કોચમેન પાસેથી શું ખબર મળશે?"

" નવીનબાબુ!" અક્ષયબાબુ ટકોરની ઢબે કહેવા લાગ્યા. " તમે ઉત્તમમાં ઉત્તમ વાર્તાઓ લખ્યા કરો; આ જાસુસીમાં આપનો કાંઇ દખલ નથી. આપ એટલું પણ જાણતા નથી કે, બંને ગાડીઓના ચાલ્યા જવા પછી ખુન કરીને તે સ્રી ત્યાંથી જલદી નાશી જવાની કોશીશ કરે, અને સામે ઉભેલી ગાડી પર ચડી જઇને ત્યાંથી પસાર થઇ જવાની તકને ચુકે નહીં'

" તે બરાબર છે પરંતુ આવે વખતે તે કોઇને મળવાની હિંમત કરી શકે નહિં; કારણ કે તેને ઓળખાઇ જવાનો ભય સ્વભાવિક રીતે હોવો જોઇએ."

" પરંતુ આ આફતમાં તેને તેટલી બુદ્ધિ આવી નહીં. મારી ખાત્રી છે કે, તે પણ વેશ બદલીને આવી હતી. વળી ગંગા કીનારે એક બીજા માણસથી મળવાની ગોઠવણ આગમચથી થયેલી હતી. કદાચ ખુન કરવામાં તેને વિલંબ થઈ ગયો હોય તેટલા માટે તે ઉતાવળે પહોંચવા માટે ગાડીમાં ગઇ હોય કે પેલો માણસ તેની રાહ જોઇને પાછો ચાલ્યો ન જાય. વળી ગાડીમાં જવાનું એક બીજું કારણ પણ છે કે, આટલી મોડી રાત્રે એક સ્રીને એકલી જતી

જોઇને પહેરાવાળા શંકાથી પકડી લે. ખેર, જે હશે તે હું તે ગાડીવાળાને પુછી લઇશ. "

" પણ આપ તેને શોધશો ક્યા ? "

" એ કાંઇ મુશ્કેલ નથી. " કહીને અક્ષયબાબુ ઉઠયા.

" હવે આપ પાછા ક્યારે મળશો ? " નવીનબાબુએ પુછયું.

" શું ખરેખર આપને જાસુસી કરવાનો શોખ છે ? "

" આપે તો આ મામલામાં મને સાથે રાખવાનું વચન આપ્યું છે. " નવીનબાબુ આતુરતાથી બોલી ઉઠયાં.

" સારૂં, ત્યારે તો આપણે હવે કામની વહેંચણી કરી લઇએ. "

" આપની ઇચ્છા મુજબ મને કામ સોંપો, હું હાજર છું. " નવીનબાબુ ઉત્સાહથી બોલ્યા.

" ઠીક, ત્યારે આપ બસ કંપનીને ત્યાં જાઓ અને હું ગાડીવાન વિગેરેની તપાસ કરૂં છું. "

" બહુ સારૂં, આપ પાછા ક્યાં મળશો ? "

" હું સાંજે અહીંયાજ આવીશ. તમે મકાન પરજ રહેજો."

" તો હું અત્યારે ખાણું લઇનેજ બહાર નીકળીશ. "

" જેવી ઇચ્છા. પણ આપે આપના જે મિત્રની વાત કહી છે તેને જરૂર મળશો. જોઇએ કે તેઓ હનુમાનની મુર્તિ સંબંધમાં કાંઇ ખબર આપે છે કે નહીં. "

" હું જરૂર મળીશ. એક મૂર્તિ હું મારી પાસે રાખું છું. "

" ભલે, ખુશીથી રાખો. "

" પરંતુ એક બાબતમાં આપે કાંઇ નિશ્ચય કર્યો નથી. "

" હમણા તો હું કોઇ બાબતનો કાંઈ પણ નિશ્ચય કરી શકયો નથી. આપ કઇ બાબત માટે પુછો છો ? "

" જેણે સ્રીનું ખુન કર્યું, તે સ્રી છે યા પુરૂષ ? "

" એ બધી વાત હમણાં તો અંધારામાં છે, પરંતુ આ મામલાને તો હું સારી પેઠે સમજી ચુકયો છું. "

" શું સમજ્યા છો, સ્રી યા પુરૂષ ? "

" સ્રીનો ખુની પુરૂષ છે. "

" કેમ જાણ્યું ? "

" આપ તો વાર્તાઓ લખો છો ને વળી પુછો છો ? "

" કેમ ? "

" કેમ શું, પુરૂષની મદદ વગર શું સ્રી આવો સાહસ કરી

શકે છે? પ્રેમમાં સપડાઇને સ્ત્રી બધું કરે છે; તેણે ખુન કરવા જેટલો પણ સાહસ ખેડયો છે."

"તો જે સ્ત્રી જેને આવા પ્યારથી ચાહતી હતી, જેના માટે ખુન કરવાને પણ પાછી હઠી નહીં, તેણેજ તે સ્ત્રીનું પાછું આવી રીતે ખુન શું કામ કર્યું?"

"નવીનબાબુ, સંસારમાં એ બધું થાય છે. આપ વાર્તા લખવા બેસો છો ત્યારે કયસી ઘોડાઓની કેવી ઘોડ દોડ કરો છો, કેવી કેવી અસંભવિત ઘટનાઓના તોડ જોડ મેળવો છો; પરંતુ એક એક ખરી ઘટનાઓ એવી હોય છે કે, આપની કલ્પનાની કુચ્છ બિસાદ નહીં."

એટલું કહી આ અઠંગ ડીટેકટીવ ઉઠીને ચાલતો થયો. નવીનબાબુ બેઠા બેઠા વિચાર કરવા લાગ્યા.

# પ્રકરણ ૬ ઠું.

## ખુનીની ખોજ.

નવીનબાબુ પોતાથી વર્તા માટે કાંઇક ઉત્તમ મસાલો મેળવવાના લોભથી આ ખરેખરા ખુનનો પત્તો લગવવા માટે કમર કસીને ઉભા થયા. ખાઇ પીને તે પોતાના મિત્રને ત્યાં જવા નીકળ્યા કે, જે મિત્ર હિન્દુશાસ્ત્ર અને દેવ દેવીઓના અભ્યાસી છે. આ તેમનો અભ્યાસ એટલા હદ સુધી વધેલો હતો કે. તે સદા તેને લગતીજ ચર્ચા કરતા અને તેમાંજ મચ્યા રહેતા હતા.

પોતાના મિત્રના હાથમાં હનુમાનની મૂર્તિ આપીને તેણે પુછ્યું. "જુઓ તો આ સંબંધમાં તમો કાંઇ બતાવી શકો છો?"

"આ તમે કયાંથી મેળવ્યા?" તેણે બારીકીથી જોઇને કહ્યું.

"તે હું પછી કહીશ. પ્રથમ તમે તેમાંથી શું અર્થ કાઢો છો તે કહો."

"ખેર. તમે ગમે ત્યાંથી મેળવી હોય, પરંતુ આવી સિંદુરથી રંગેલી વિચીત્ર મુર્તીની હકીકત મેં એક વખતે વાંચેલી છે."

"શું વાંચી છે?" નવીનબાબુએ ઉલટમાં આવીને પુછ્યું.

"પંજાબમાં એક સમ્પ્રદાય (પંથ) છે. તે લોકોના રીત અને કામો બહુ વિચીત્ર પ્રકારના છે, તેની સર્વે સાધનાઓ ગુપ્ત છે અને તેને સમ્પ્રદાયવાળાઓ સિવાય બીજું કોઇ જાણતું નથી. જે તેના મતમાં છે, તેમની પાસે આવી એક એક સીંદુરથી રંગેલી લાલ હનુમાનની મૂર્તિ હોય છે."

"બીજું કંઇ વિશેષ જાણો છો ?"

"કંઇ વિશેષ તો નહીં પણ હા, વધુ એમ સાંભળ્યું છે કે, તેઓનો કંઈ કસુર કરવાથી તે લોકો જાનથી મારી નાખે છે અને લાશની પાસે આવી એક હનુમાનની મૂર્તિ છોડી જાય છે. એ ઉપરથી સમજી શકાય કે, મરનાર શખસ તે મતના કોપનો ભોગ થઈ પડ્યો છે."

"ઠીક, હવે કાંઇક વાત સમજમાં આવે છે."

"શું સમજમાં આવી, તમે આ કયાંથી મેળવી ?"

"કાલે એક સ્ત્રી અને એક પુરૂષનું ખુન થયું છે અને તે બંનેની લાશ પાસેથી આવી એક એક મૂર્તિ મળી આવી છે."

"હશે, મેં તો તે સમ્પ્રદાયના લોકોને કદી જોયા નથી. માત્ર પુસ્તકમાં વાંચ્યું છે. પ્રથમ તે લેખ પર વિશ્વાસ પણ આવ્યો ન્હોતો, પણ અત્યારે તમે જ્યારે કહો છો, ત્યારે તે લેખનું વસ્તુઃ કાંઇક સમજાય છે. પણ ખુન કેણે કર્યું તે કાંઇ જાણવામાં આવ્યું છે ?"

"નહીં, તપાસ થઇ રહી છે."

"પણ તમોને આ મુર્તી કેવી રીતે મળી ?"

"યાર ! તમે તો જાણો છો કે, હું ડીટેકટીવ વાર્તાઓ લખ્યા કરૂં છું. આવી બાબતોમાં મને ઘણો ઉત્સાહ છે એટલે કોશીશ કરીને આ ખુનની તપાસ કરવાવાળા ડીટેકટીવની સાથે હું પણ સામેલ થયો છું."

"હું જોઉં છું કે, કોઇ ન કોઇ દીવસ તમે સંકટમાં આવી પડશો."

"નહિં, કાંઇ ચિન્તાની વાત નથી. હું હંમેશાં સાવધ રહું છું" નવીનબાબુએ હસીને પોતાના મિત્રને કહ્યું અને ત્યાંથી વિદાય થઇ બસુ કંપનીની દુકાને પહોંચ્યા. ત્યાં કંપનીના વડાને મળીને અક્ષય બાબુએ આપેલા અંગરખાને બતાવીને પુછ્યું.

"તમે બતાવી શકશો કે, આ કોના માટે તૈયાર કરવામાં આવ્યું હતુ ?"

"તમે એ શા માટે પુછો છો ?" કંપનીના વડાએ અંગરખુ હાથમાં લઇ ઉલટ પલટ તપાસતાં કહ્યું.

"તેનો પતો મળવાથી એક ખુનીને પકડી શકાય તેમ છે."

"કેમ ! શું તમે પોલીસના માણસ છો ?" ખુનની વાતથી ચોંકી જઇને તેણે પુછ્યું.

"હા, કાંઇક એવુંજ છે." નવીનબાબુએ ગોળ ગોળ જવાબ આપ્યો.

"તમે આ કયાંથી મેળવ્યું ?"

જેના શરીર પર આ અંગરખું હતું, તે માણુસ કાલે રાતના જાનથી માર્યો ગયો છે."

"અરે! જાનથી માર્યો ગયો?"

"હા. કહો તો તમે આ કોના માટે બનાવ્યું હતું?"

"આવી જાતના અંગરખાનો અમારે એકજ ગ્રાહક છે, એટલે હું પીછાણું છું. બનવાજોગ છે કે, તેણે આ અંગરખું તેના કોઇ નોકરને ઇનામ આપી દીધું હોય. તે તો મોટો માણુસ છે. તેનું ખુન કોઇ શા માટે કરે?"

"તે કોણુ છે?"

"તે બડા બજારવાળા લાલા હજુરીમલ્લ છે. તેમની ત્યાં મોટી પેઢી છે. આજકાલ તે કુટુમ્બ સહિત ચંદનનગરમાં છે. વખતોવખત કલકતાના મકાનપર પણુ આવ્યા કરે છે."

"બસ, તો એટલાથીજ મારૂં કામ થઇ રહેશે" કહીને નવીન બાબુ ત્યાંથી બહાર નીકળ્યા ઘરે પહોંચીને જુએ છે તો અક્ષયબાબુ સામેથી ચાલ્યા આવતા દેખાયા. પાસે આવતાંજ તે બોલી ઉઠયા.

"નવીનબાબુ, ખુની એક નહીં બે છે!"

"બે ખૂની છે?" નવીનબાબુએ અજાયબીથી પડઘો પાડયો.

"હા, એક સ્ત્રી અને એક પુરૂષ!" અક્ષયબાબુએ ખુલાસો કર્યો

"આપને એ ખબર કોણે આપ્યા!" નવીનબાબુએ પુછ્યું.

"પેલા ગાડીવાનને શોધી કાઢયો છે તે કહે છે કે, જ્યારે બે ગાડીઓ ચાલી ગઇ ત્યારે હું કોઇ ભાડુતની રાહ જોતો ઉભો હતો. એટલામાં એક સ્ત્રી અને એક પુરૂષ હાવરા જવા માટે ગાડીમાં બેઠા અને હું તેઓને ત્યાં પહોંચાડી આવ્યો."

"તો શું તે બંને રાણીગલીની બહાર નીકળ્યા હતા?"

"હા, એટલી મોડી રાતે કોણુ આવે જાય છે, સાડાબાર વાગે ખુન થયું અને ત્યારપછી પાંચ મીનીટે તે બંને આવ્યા હતા."

"પરંતુ ગાડીવાન લાંચ લઇને કદાચ જુઠું બોલતો હોય તો?"

"નહિ, તે આવા સંજોગમાં ગાડીવાળાને લાંચ આપીને પોતા પર સંદેહ શું કામ ઉત્પન્ન કરાવે? વળી ગલીની અંદર શું બન્યું હતું તેનાથી ગાડીવાન બેખબર હતો; તેથી ગાડીવાળાને કાંઇ પણુ સમજાવી રાખવાની તેને જરૂર ન્હોતી."

"ગાડીવાને તેનો ચ્હેરો જોયો હતો?"

"બરાબર રીતે નહીં."

"તેનો કાંઇ રંગઢંગ, બોલચાલ ?"

"તે કહે છે કે, સ્ત્રી કરતાં પુરૂષ કંઇક વધુ ગભરાટમાં હતો."

"ત્યારે તો તેણેજ ખુન કર્યું છે."

"કોણે ખુન કર્યું, તે જાણવાનો હમણા ઇલાજ નથી. વારૂ, બસુ કંપનીવાળા શું કહે છે ?"

નવીબાબુએ પોતાના મિત્ર સાથેની મૂર્તિ સબંધેની વાતચીત તથા બસુ કંપનીને ત્યાંથી મળેલા નામની હકીકત અક્ષયબાબુને કહી સંભળાવી.

"બડા બજારવાળા લાલા હજુરીમલ તો મોટા ધર્માત્મા છે." અક્ષયબાબુએ કહ્યું. "ચાલો આપણે તેની પેઢી પર જઇને તપાસ કરીએ."

# પ્રકરણ ૭ મું.

## લાલા હજુરીમલની પેઢી પર.

ડીટેક્ટીવ અને ડીટેક્ટીવ વાર્તા લેખક બંને જણા લાલા હજુરીમલની કોઠીના દરવાજા પર જઈ પહોંચ્યા બડા બજારમાં હજુ-રીમલ એન્ડ ગણેશલાલની બહુ પ્રખ્યાત ગદ્દી ( પેડી ) હતી. બંને ભાગીદારો ઘણાં જાણીતા હતા.

ડીટેક્ટીવ અક્ષયબાબુએ ઉપર જઇને જોયું તો પેઢીનો કારોબાર શરૂ છે. એક મોટા ભાગીદારના મરણ પામવાના કશા ચિન્હો ત્યાં જણાતાં ન્હોતાં. ડીટેક્ટીવે વિચાર્યું કે, આ બધાને હજુરીમલના મરણની ખબર મળી નથી, અથવા તો હજુરીમલ મરણ પામ્યોજ નથી. લાશ બીજા કોઇની હોવી જોઇએ.

"આપ લોકો શું ઇચ્છો છો ?" પેઢી પરના એક જણે આ બંને નવા માણસોને જોઇને પુછ્યું.

"અમો ગણેશલાલને મળવા માગીએ છીએ" અક્ષયબાબુએ કહ્યું.

", ઓ ! તમે બાબુજીને મળવા માગો છો ?" ગાદી તકીયા પર અરઢાઇને પડેલા એકે કહ્યું. "પણ એ તો એક અઠવાડીયા થયા કાશી ગયા છે. લાલા હજુરીમલ પણ અહીંયા નથી. કામને માટે ગઇ કાલે રાત્રે આગ્રા ગયા છે. ત્યાં પણ આ પેઢીની શાખા છે. અહીંયાની પેઢીનું કામકાજ આ વખતે હુંજ કરૂં છું. મારા લાયક કોઇ કામ હોય તો ફરમાવો."

" તમે બરાબર જાણો છો કે, હજુરીમલ આગ્રા ગયા છે?" ડીટેક્ટીવે પુછ્યું.

" જી, હા બરાબર. "

" નહીં સાહેબ, એમ તો બન્યું નથી. " અક્ષયબાબુ બોલ્યા.

"એમ નહીં તો કેમ બન્યું છે?" પેલાએ સ્હેજ તીખાશથી કહ્યું.

" તેમનું તો ગઇ રાત્રે ખુન થયું છે! "

" તમે કોણ છો? " પેલાએ ગભરાટમાં પુછ્યું.

"ડીટેક્ટીવ ઇન્સ્પેક્ટર છું. મારૂ નામ અક્ષય છે. "

એટલું સાંભળતાંજ ગાદી પર બેઠેલો જવાન ચોંકી ઉઠયો. " ડીટેક્ટીવ! ડીટેક્ટીવ છે! ડીટેક્ટીવ અહીં શા માટે? "

એટલામાં તો પેઢી પરના બધા નોકરો એકઠા થઇ ગયા. અક્ષયબાબુએ પેલા જવાનને કહ્યું. " તમારી સાથે થોડી વાતચીત કરવી છે. કોઇ બીજા ઓરડામાં ચાલો. "

ફીક્કા ચહેરા સાથે પેલો જવાન પોતાની જગ્યા પરથી ઉઠયો. ત્રણે જણાં બીજા ઓરડામાં ગયા; ત્યાં બીજાઓને આવવાની મનાઇ કરવામાં આવી. આ એકાંત કોટડીમાં આવ્યા પછી અક્ષયબાબુએ પુછ્યું.

" તમારૂં નામ શું છે? "

" મારૂ! મારૂં! મારૂં તો! મારૂ નામ તો લાલતાપ્રસાદ–" પેલા જવાને ધ્રુજતા શરીરે અને કાંપતી જબાને કહ્યું.

ખુનની ખબર સાંભળીને લાલતાપ્રસાદને જે ટંડીનું લખલખું ભરાઇ આવીને તેના તન બદનને ધ્રુજાવી રહ્યું હતું તે ધીમે ધીમે ઉતરવા લાગ્યું. તે હવે સાવધ થઇને બોલ્યો.

" કોણે હજુરીમલનું ખુન કર્યું? તે પકડાયો છે કે? "

" પકડાયો તો નથી, પરંતુ ખુન કરનાર એક સ્ત્રી છે! "

" સ્ત્રી! કોઇ સ્ત્રીએ ખુન કર્યું છે? " લાલતાપ્રસાદ ભય અને અજાયબીના ભેગા મિશ્રણ સાથે ડોળા ઉંચે ચડાવી ફાટેતુ ડાચે બોલ્યો. " નહિં, એમ બની શકે નહીં. હું તો–" પરંતુ તે બોલતાં બોલતાં અટકી ગયો અને કંઇક સાવધ થઇ બળતી વાત પુછી.

" તો શું તે સ્ત્રી પકડાઈ ગઇ છે? "

" નહીં, કોઇએ તેણીનું પણ ખૂન કરી નાખ્યું છે. "

" તેનું પણ ખુન થયું છે! તે કોણ છે? "

" હમણા તેણી ઓળખાઇ નથી, પણ એક પુરૂષે તેનું ખુન કર્યું છે. "

" તે પકડાઇ ગયો ? "

" નહિ, એટલા માટે તો તમારી પાસે આવ્યા છીએ. "

" મારી પાસે ! હું શું જાણું? હું તો આ સબંધમાં કાંઇ પણ જાણતો નથી. "

" થોડું ઘણું તમે જાણો છો. હજુરીમલને લગતી વાતો સાફ સાફ કહી આપો તો ખુનીને પકડવામાં ઘણી મદદ મળશે. "

" હું તો કાંઇ જાણતો નથી. એટલું જાણું છું કે, તે ઘણાં લાયક પુરૂષ છે. "

" તમે એટલું તો જાણી શકો છો કે, જ્યારે આવો બનાવ બને છે, ત્યારે તેમાં કોઇ સ્ત્રીની વાત તો જરૂર હોય છે.

" આ બનાવમાં કોણ સ્ત્રી છે ? "

" તેની શોધખોળમાં તો અમો આવ્યા છીએ. "

" તે કોણ છે ? "

" હમણાં તમે જેની વાત કહેતાં કહેતાં અટકી ગયા અને વાત ફેરવી નાખી તે. "

" નહિરે ! હું વળી શું કહેવાનો હતો ? "

" ખેર, વારૂ હજુરીમલને સ્ત્રી છે ? "

" હા, પહેલી સ્ત્રી મરી ગઇ ત્યાર પછી ત્રણ ચાર વર્ષ ઉપર પંજાબ જઇને નવી સ્ત્રી પરણી લાવ્યા છે.

પંજાબનું નામ સાંભળતાંજ અક્ષય અને નવીનબાબુ એક બીજાનું મોહડું તાકવા લાગ્યા.

" હજુરીમલને કાંઇ દીકરા દીકરી છે ? " અક્ષયબાબુએ પુછ્યું.

" દીકરા દીકરી તો નથી તેમની સાળીની એક દીકરી છે તેને દીકરી તરીકે માને છે. "

" તેમની સ્ત્રીની ઉમર કેટલી છે ? "

" આશરે ત્રીસ બત્રીશ વર્ષની. "

" અને જેને દીકરી તરીકે માને છે તેની ઉમર ? "

" પંદર સોળ વર્ષની. "

" તેના લગ્ન થયાં છે ? "

" જી નહિ. "

" કેમ ? "

આ સવાલથી લાલતાપ્રસાદ બહુ ગભરાયો. તે બોલ્યો " સાહેબ તે હું શું જાણું ? હજુરીમલના ખાસ કારભારી અમીચંદ આવ્યા છે તેને પુછવાથી સઘળી હકીકત જણાશે "

એટલુ કહી લાલતાપ્રસાદ ત્યાંથી ઉઠીને બહાર જવા ચાહતો હતો, તેને અટકાવીને અક્ષયબાબુએ કહ્યું.

"જશો નહીં, તમારી જરૂર છે."

"મારી ?" લાલતાપ્રસાદ ડઘાઇને બોલ્યો.

"હા, તમારે મારી સાથે ચાલવું પડશે. જેનું ખુન થયું છે તેની લાસને ઓળખવા માટે તમારી જરૂર છે."

લાલતાપ્રસાદ બેસી ગયો, એટલામાં એક ફરબે જવાન કેટડીમાં આવી પહોંચ્યો. ચ્હેરા પરથી સમજદાર જણાતો હતો પ્રથમ તેણે બે અજાણ્યા શખસો સામે જોયું. પછી લાલતાપ્રસાદ તરફ જોઇને કાંઇ પુછવા જતો હતો એટલામાં અક્ષયબાબુએ પુછ્યું.

"તમારૂં નામ અમીચંદ છે ?"

"હા આપ શું ચાહો છો ?"

"તમે લાલા હજુરીમલના કારભારી છો ?"

"જી, હા."

"તમે સાંભળ્યું છે કે. કાલે રાત્રે તમારા શેઠનું ખુન થયું છે.

"હેં ! ખુન થયું ?" અમીચંદ ચોંકીને બોલ્યો. "આ તમે શું કહો છો ? તે તો કાલે રાત્રે આગ્રા ગયા છે."

"નહિં આગ્રે ગયા નથી તમને કોઇએ અહીંયા જાનથી મારી નાખ્યા છે"

"ઓય બાપરે !" કરતો અમીચંદ મોટેથી રોવા લાગ્યો. અક્ષયબાબુ પોતાની તિક્ષણ દ્રષ્ટિ વડે અમીચંદને પગથી માથા સુધી નીહાળવા લાગ્યા. બીજી તરફથી નવીનબાબુ વિચારતા હતા કે, આ માણસ પર શક લઇ જવો કે નહીં ! પણ તેઓ કાંઇ નિશ્ચય કરી શકયા નહીં.

"અમીચંદ બાબુ ! રડવાથી કાંઇ બનવાનું નથી." અક્ષયબાબુએ ઉભા થઇ કહ્યું. "જો તમારા શેઠના ખુનીને પકડવોજ હોય તો હજુરીમલની જે કાંઇ વાતો તમે જાણતા હો તે અમોને ખરેખરી કહી આપો."

અમીચંદ રડતો બંધ થયો, તેણે આંખો લુછી એટલે અક્ષયબાબુએ પુંછ્યું. "હજુરીમલના કુટુમ્બમાં કોણ કોણ છે ?"

"તેમની સ્ત્રી, સ્ત્રીની બ્હેનની છોકરી અને તે છોકરીની સાથે આવેલી તેની એક સખી." અમીચંદે જણાવ્યું.

"તે સખી કોણ છે ? કેટલી ઉમરની છે ?"

" તેને માબાપ નથી. હજુરીમલની સાળીએજ તેને પાળી પોશીને મોટી કીધી છે. ઉમર સત્તર અઢાર વર્ષની હશે."

" સારૂં, ભલા, હજુરીમલના ઘરમાં વધારે આવ જા કોની છે?"

" બે માણસોને તો હું બહુ આવતા જતાં જોઉં છું. એક માણસ તો દોઢેક માસ થયા પંજાબથી આવ્યો છે."

" તેનું નામ ?"

" ગુરૂ ગોવિંદસિંહ."

" અને બીજો ?"

" તેનું નામ દલીપદાસ છે."

" તે ધંધો શું કરે છે ?"

" સાંભળ્યું છે કે, ગુરુ ગોવિંદસિંહ પંજાબમાં વેપાર કરે છે અને દલીપદાસની કોઈ ગામમાં દુકાન ચાલે છે."

" હુ એક વાત પુછું છું." નવીનબાબુ જે આટલો વખત ચુપ થઇ બેઠા હતા તે બોલી ઉઠયા અને અક્ષયબાબુની પરવાનગી મળતાં પુછ્યું.

" આમાં કાંઇ પ્યારના પંજરાનો ઘોંટાળો તો નથીને ?"

" આપની વાત સમજમાં ન આવી." અમીચંદે માથું ઉંચું કરી જણાવ્યું.

" હું સમજાવી દઉં છું." અક્ષયબાબુ વચ્ચે પુરાઇ બોલ્યા. " હજુરીમલના ઘરમાં બે સુંદરીઓ છે અને પેલા બે જવાનોની ત્યાં આવ જાવ છે એટલા પરથી મારો મિત્ર પુછે છે કે, તેઓ એક બીજા વચ્ચે કાંઇ પ્રેમ સંબંધ તો નથીને ?"

" તે બાબત હું કાંઇ જાણતો નથી." અમીચંદે કહ્યું. "પણ એટલું સાંભળ્યું છે કે, જમુના સાથે ગુરૂ ગોવિંદસિંહના લગ્નની વાતચીત થાય છે અને ઘણું કરીને તે કલકતા પણ એટલા માટેજ આવ્યો છે."

" જમુના કોણ ?"

" હજુરીમલજીની સાળીની દીકરી."

" ઠીક, હજુરીમલને કોઇ સાથે વેર ભાવ છે ?"

" નહીં. તે મોટો દાની અને ધર્માત્મા છે. તેમને કોઇ સાથે વેર હોય તેમ સાંભળ્યું નથી."

" તેમની સ્ત્રીની ચાલચલણ ?"

" તેના જેવી પવિત્ર સ્ત્રી મેં કદી જોઇ નથી." અમીચંદ ઉડેશરાઇને બોલ્યો.

" આજકાલ એ બધા ચંદનનગર શા માટે રહે છે ? "

" અહીંયાની હવા હમણા અનુકુળ નહીં હોવાથી. "

" અહીં તેમના મકાનમાં કોણ છે ? "

" એક નોકર. "

" શેઠનું ખુન થઇ ગયું, છતાં કોઇને કાંઇ ચિંતા કેમ નથી ? "

" બધાં જાણે છે કે શેઠ આગ્રે ગયા છે. "

", શેઠ હમેશાં ચંદનનગર ચાલ્યા જાય છે કે ? "

" નહિં, જે દીવસે કામથી પરવારતા નથી તે દીવસે અહીં રોકાઇ જાય છે, તેથી કોઈ દીવસ ત્યાં ન જવાય તો કોઇને ચિંતા કરવાનું રહેતું નથી. "

અમીચંદ પાસેથી કાંઇ અગત્યની બાતમી ન મળી શકવાથી અક્ષયબાબુને મનમાં કાંઇ ફફડાટ લાગ્યો. તેણે પુછ્યું. "હજુરીમલ અહીંથી પોતાની સાથે રૂપીયા તો ઘણા લઈ ગયા હશે ? "

" નહીં, માત્ર પચાસ રૂપીયા લઇ ગયા હતા; કેમકે આગ્રા પહોંચવા પછી તેને રૂપીયાની કયાં કમી હતી ? "

" તે તો ઠીક છે. " અક્ષયબાબુ કાંઇ વિચારમાં પડયા પડયા બોલ્યા.

" તમે આ વસ્તુયે કદી જોઈ છે ? " નવીનબાબુએ ખીસ્સામાંથી હનુમાનની મુર્તિ કાઢીને અમીચંદની પાસે મુકતાં પુછ્યું.

તેને જોતાંજ અમીચંદ ધ્રુજવા લાગ્યો અને ધ્રુજતો ધ્રુજતો ત્યાં પડી ગયો, તેની આવી સ્થિતિ અને વર્તન જોઇ અક્ષય અને નવીનબાબુ અજબ થઈ ગયા.

## પ્રકરણ ૮ મું.

### ડીટેકટીવ અને ડીટેકટીવ લેખકની મસલત.

બીજે દીવસે અક્ષય અને નવીનબાબુ આ ખુની મામલાના સંબંધમાં વિચાર ચલાવવા લાગ્યા. ડીટેકટીવે કહ્યું. " નવીનબાબુ, આ મામલામાં મારી માન્યતા બદલી ગઈ છે. "

" કેમ ? કઇ બાબતમાં ? " નવીનબાબુ આતુરતાથી બોલી ઉઠયા.

" ગંગા કીનારેથી જે સ્ત્રીની લાશ મળી આવી ત્યાંથી એક છરી પણ હાથ લાગી છે. ગંગામાં ભરતીનું પાણી ઉતરી ગયું ત્યારે ત્યાં છરી પડેલી દેખાઇ આવી. આ છરી ખુનીએ ખુન કરીને પાણીમાં ફેંકી દીધેલી જણાય છે. હવે મને સમજાય છે કે હજુરીમલનું ખુન કોઇ સ્ત્રીએ કર્યું નથી.

" તો એ ઉપરથી કેવી રીતે સમજાયું કે, સ્ત્રીએ ખુન નથી કર્યું ? "

" તે છુરો પંજાબી છે. અહીં લોકો તે જાતના છુરાનો ઉપયોગ કરતા નથી. વળી બન્ને લાશોની છાતીમાં જે જોરથી તે ભોંકવામાં આવેલ છે, તેવું જોર એક સ્ત્રી ભાગ્યેજ ધરાવી શકે. "

" સ્ત્રીએ ખુન ન કર્યું પણ હોય, છતાં ખુન થયું તે વખતે તેણી પાસેજ હતી, એમ તો હજુરીમલના હાથમાંથી મળી આવેલા સાડીના ટુકડા પરથી જણાઇ ચુકયું છે. "

" કોચવાનની વાત સાંભળીને મારા મનમાં પણ એજ આવ્યું હતું, પરંતુ જે માણસ ખુન જેવું કરપીણ કામ કરવા નીકળે તે પોતાની સાથે એક સ્ત્રીને શા માટે લઇ જાય, તે સમજમાં આવતું નથી. "

" કહો, હવે શું કરવા ધાર્યું છે ? "

" પેલી સ્ત્રીને લગતી શોધખોળ કરવી જોઇએ. "

" પરંતુ હમણા સુધી તો તેનો કાંઇ પત્તો લાગ્યો નથી. "

" કાંઇક પત્તો મેળવ્યો છે. તે સ્ત્રીએ જે કપડાં પહેર્યાં હતાં તેને અહીંથી ચંદન નગર સુધીના ધોબીઓને બતાવ્યા છે. જે ધોબી આ કપડાં ધોતો હતો તેનો પતો લાગ્યો છે. "

" ઓહો ! ત્યારે તો કામ થયું ! તે ધોબીએ શું કહ્યું ? "

" એ તો અમારૂં હમેશનું કામ જ છે. જેની એ સાડી હતી તેનો ધોબી પાસેથી પતો મળ્યો છે. "

" ત્યારે તો જેની લાશ હતી તેનુ નામ આપ જાણી ચુકયા ? "

" હજુ તેમાં જરા ગડબડ જેવું છે. ધોબી કહે છે કે એ સાડી હજુરીમલની સ્ત્રીના છે. "

" અરે ! તો પછી જે સ્ત્રી મારી ગઇ તેણે તે કેવી રીતે મેળવી ? "

" હવે તેજ શોધી કાઢવાનું છે. "

" લાલતાપ્રસાદના વર્તન ઉપર પણ મને તો શક આવે છે. "

" તેનાથી વધારે શક તો પેલા ગુસ્સવાન અમીચંદ પર થાય છે. તમે જોયું કેની, કે હનુમાનની મુર્તિ જોતાંજ તે બેહોશ થઇ ગયો, અને કહેતો હતો કે બરાબર આવીજ મુર્તિ મેં હજુરીમલ પાસે જોઇ હતી. તેને પેલાજ ખુનની વાત યાદ આવવાથી તે મુર્છિત થઇ પડયો. આ સઘળી વાતો બનાવટી હતી તેમાં તો કાંઇ શંકાજ નથી."

" ગમે તેમ હોય પરંતુ આ મુર્તિજ ખુનનું કારણ ઠરે છે. આપ ગુરૂ ગોવિંદસિંહને એક વખત શોધી કહાડો. તમે જોતા નથી કે, આ બનાવનો સઘળો દોર પંજાબની તરફજ જાય છે. આ મુર્તિ સમ્પ્રદાય પણ પંજાબમાં છે, હજુરીમલના લગન પણ પંજાબમાંજ થયેલા છે, ખુન પણ પંજાબી છુરાથી થયું છે, હજુરીમલની સ્ત્રી પણ પંજાબી છે, મરનાર સ્ત્રીનો પોશાક પણ પંજાબી છે અને પંજાબી ગુરૂ ગોવિંદસિંહ પણ હાલમાં પંજાબથીજ આવેલો છે.

" વાત તો ખરી છે, પરંતુ પેલી સ્ત્રી શા કારણે મરી ગઈ એ પણ એક વિચારની વાત છે.' અક્ષયબાબુએ રહેજ ઉદાશી સાથે કહ્યું.

" તો આપ હજુરીમલની સ્ત્રીને કાં નહીં પુછતા ?"

" પુછીશ કેમ નહીં ? જરૂર પુછીશ. ચાલો એક વખત હજુરીમલના નોકરને ચાંપી જોઇએ. તેની પાસેથી કાંઇને કાંઇ ખુલાસો જરૂર મળશે."

અક્ષયબાબુના વિચારની આમ અસ્થિર અને ડામાડોળ સ્થિતિ જોઇ નવીનબાબુએ કહ્યું.

" હું જોઉં છું કે, આ બનાવમાં તમે કાંઇ પણ કરી શકશો નહીં. "

" બસ ! " અક્ષયબાબુએ હસીને કહ્યું. " આટલાથીજ નિરાશ થઇ ગયા ? "

" નહીં નહીં, નિરાશ થવાની કોઇ વાત નથી. ચાલો હું આવું છું. હું કાંઇ આપનો સાથ છોડી દેવા માગતો નથી."

એટલું કહી નવીનબાબુ ઉઠયા અને એ બન્ને બડાબજાર તરફ ચાલ્યા.

## પ્રકરણ ૯ મું.

## ડીટેકટીવ ચક્કરમાં.

બંને હજુરીમલના મકાન પર પહોંચ્યા. ત્યાં એક નોકર મળ્યો. તેને અક્ષયબાબુએ પુછ્યું. " તમારા શેઠને મળવાને માટે શનીવારે કોઇ આવ્યું હતું ? "

" હા, રાત્રે એક માણસ આવ્યો હતો. " નોકરે જણાવ્યું.

" તેનું નામ જાણો છો ?"

" પેલો પંજાબી કે જે કેટલીક મુદતથી અહીં આવ્યો છે તે હતો. "

"ક્યારે આવ્યો હતો ?"

"શેઠને અગ્યાર વાગતાની ગાડીમાં આગ્રા જવાનું હતું. તેથી તેવણે ચન્દનનગર ન જતાં અહીંજ ભોજન કર્યું. પેલો પંજાબી નવ યા દસના ટાઇમે આવ્યો હતો."

"તેઓ વચ્ચે કાંઇ વાતો થતી સાંભળી હતી ?"

"જી નહીં, હું ત્યાં હાજર ન્હોતો."

"ખેર, ત્યાર પછી કોઇ આવ્યું હતું ?"

"તેના જવા પછી એક સ્ત્રી આવી હતી. તેણી પ્રથમ પણ વખતો વખત આવ્યા કરતી હતી."

"તમે તેને ઓળખો છો ?"

"નહીં સાહેબ, તેનું મોહડું ઘુંઘટમાં છુપાયેલું રહે છે."

"જોવાથી ઓળખી શકશો ?"

"ખાત્રીથી કહી શકું નહીં, તેના હાથમાં એક અંગુઠી છે, જેમાં ત્રણ કીંમતી નીલમના નંગે જડેલા છે."

"નોકર પાસેથી કાંઇ ઉપયોગી બાબત ન મળવાનું સમજી અક્ષયબાબુ મકાન જોવા લાગ્યા. તેઓને ત્યાંથી એક ચીજ મળી જેને ખીસ્સામાં નાખી લઇને તેઓ હજુરીમલની પેઢી પર આવી પહોંચ્યા. ત્યાં લાલતાપ્રસાદને એક ઓરડામાં અલગ લઇ જઇને અક્ષયબાબુએ કહ્યું.

"લાલતાબાબુ ! તમોને કાંઈ પુછવા આવ્યો છું, નારાજ ન થતા."

"પુછો" લાલતાપ્રસાદે ટુંકો જવાબ આપ્યો,

"હમણાં આપની પેઢીની શું સ્થિતિ છે ?" અક્ષયબાબુએ પુછ્યું.

"કેમ ?" લાલતાપ્રસાદ જરા ઉશ્કેરાઇ બોલ્યો. "તમે એવી વાત કેમ પુછો છો ? આ બડા બજારમાં અમારી પેઢીની બરાબર તમે બીજી કેટલી પેઢીઓ જુઓ છો ?"

"તો હજુરીમલ મુંબઇ કેમ ભાગી જતા હતાં ?"

"કોણ કહે છે સાહેબ ?"

"લ્યો જુઓ ?" કહીને અક્ષયબાબુએ ખીસ્સામાંથી બે ટીકીટો કાઢીને દેખાડી અને ઉમેર્યું. "આ ટીકીટો આગ્રાની નહીં, પણ મુંબઇની છે."

"તમે આ ટીકીટો ક્યાંથી મેળવી ?"

"હજુરીમલના ખીસ્સામાંથી ! આ ટીકીટો તેવણે સવારેજ

ખરીદી લઇ રાખી હતી તે પરથી જણાય છે કે, તેઓ આગ્રા નહીં પણ મુંબઇ નાશી જતા હતા. વળી તેઓ એકલા નહીં પણ બે જણ. અને આ પણ બનવા જોગ હતું કે, જે સ્ત્રી તેમને રાત્રે મળવા આવતી હતી તેનું જો ખુન ન થતે, તો બન્ને વેશ બદલીને મુંબઇ ભાગી જતે. હવે આપ સમજ્યા કે હું પેઢીની હાલત કેમ પુછું છું ?"

આ સાંભળતાં લાલતાપ્રસાદ સુન થઇ ગયો. તે કાંઇપણ જવાબ આપી શકયો નહીં. ગભરાટમાં 'કેમ' એટલું અર્થ વગરનું બેધ્યાનપણે બોલીને ચુપ થઈ ગયો.

" કેમ " નો જવાબ તો મેદાનમાં પડયો છે. " અક્ષયબાબુએ કહ્યું " જો તમારી પેઢીમાં કાંઇ ગડબડ ન હોયતો તેમને આવી રીતે ભાગી નીકળવાની જરૂર ન્હોતી. બીજી મુશ્કેલીઓ હોયતો રૂપીયાના જોરથી કલકતામાં બેઠા બેઠા દુર કરી શકાય છે. "

એટલામાં એક માણસ ગભરાટમાં એ ઓરડામાં ઝડપથી આવી પહોંચ્યો અને પુછ્યું. " લાલતાબાબુ કયાં છે ? "

બધાએ તે તરફ ચોંકીને જોયું તો તે એક પંજાબી હતો. તેણે ગુસ્સામાં નેણ ચડાવીને કહ્યું. " મેં હજુરીમલની પાસે જે દશ હજાર રૂપીયા અનામત રાખેલા હતા તે આપની પેઢીની તેજોરીમાંથી ચોરાઇ ગયા છે. "

એટલામાં અમીચંદ પાગલની માફક ત્યા આવી પહોંચ્યો, તેનો ચ્હેરો ફીકકો પડી ગયો હતો, આખું શરીર ધ્રુજતું હતું તે તુટતી જીભે બોલ્યો. " અરે સર્વ નાશ થઇ ગયું ! "

સઘળા ચકિત થઇ તેની તરફ જોઇ રહ્યા. કોઇના મોહડામાંથી એક શબ્દ વટીક નીકળતો નથી.

" પંદર દીવસની વાત ઉપર " પેલા પંજાબીએ ચુપકીદી તોડી. ,' મેં હજુરીમલને દસ હજારની નોટો અમાનત આપી હતી. આજે રૂપીયાની જરૂર પડવાથી લેવા આવ્યો, પરંતુ અહીં આવીને આ હકીકત સાંભળી—"

" તો અહીં આવીને આ હકીકત સાંભળી કે હજુરીમલનું ખુન થયું ! " અક્ષય બાબુએ રંગઢંગ ઉપરથી તે ગુરૂ ગોવિંદસિંહ છે એમ સમજી લઇને તેના શબ્દોનો પડઘો પાડી ગોયાં તેના અપૂર્ણ વાકયને પુરૂં કરી આપ્યું.

" હા, સાથે મારા રૂપીયા પણ ગયા. તે ઉદાશી અને નારાજગી સાથે બબાડ્યો. પછી લાલતાપ્રસાદ તરફ જોઇને કહ્યું. " હવે આપ આ પેઢીના માલેક છો, તો મારા રૂપીયા જલદી આપી દેજો."

હું તો તે સંબંધમાં કાંઇ જાણતો નથી. બાબુ સાહેબને વાર આપ્યો છે. જ્યારે તેઓ અહીં પાછા ફરશે ત્યારે બધી હકીકત કહીશ." એટલું કહી લાલતાપ્રસાદ અમીચંદ તરફ ફરીને બોલ્યો. "કહો તો રૂપીયા કેવી રીતે ગુમ થઇ ગયા ?"

"તે રૂપીયા તો બાબુ સાહેબ ચન્દનનગરમાંજ રાખતા હતા." અમીચંદ ધ્રુજતો ધ્રુજતો કહેવા લાગ્યો. "પરંતુ આગ્રા જવાનું હતું તેથી પોતાની ગેરહાજરીમાં તે રકમ સંભાળથી રહી શકે તેટલા માટે પેઢી પર લાવ્યા હતા અને તીજોરીમાં હજાર હજારની દસ નોટો રાખી મને બતાવી દીધી. ત્યાર પછી તેઓ પેઢી પર પાછા આવ્યાજ નથી."

"સાંભળો સાહેબ!" ગુરૂ ગોવિંદસિંહે કહ્યું. "અમારા રૂપીયા એવી રીતે માર્યા જશે નહીં. તે મરી ગયા તો શું થયું ? અમીચંદ તો જાણેજ છે કે હજુરીમલ પાસે મારા રૂપીયા અનામત હતા."

"હા, મેં તેમની પાસેથી સાંભળ્યું હતું કે, આ રૂપીયા પંજાબના કોઇ સમ્પ્રદાયના છે."

"ઓફ!" એવો અચાનક ઉચ્ચાર પંજાબના સમ્પ્રદાયનું નામ સાંભળતાં અક્ષય બાબુના મોહડામાંથી નીકળી ગયો.

"અને તેની પાવતી પણ મારી પાસે છે." ગુરૂ ગોવિંદ-સિંહે કહ્યું.

"સારૂં, કાંઇ પરવા નહીં, બાબુજી આવે એટલે તમોને તમારી રકમ પુરેપુરી મળી જશે."

અક્ષયબાબુએ ગુરૂ ગોવિંદસિંહને પુછ્યું. "આપના આ સમ્પ્રદાય સાથે પંજાબના પેલા સમ્પ્રદાયને કાંઇ સંબંધ છે કે ?"

"અમારા સમ્પ્રદાય સાથે તમોને શું સંબંધ છે ?" ગુરૂ ગોવિંદસિંહ ભવાં ચડાવીને બોલ્યો.

"તે તો ખરૂં છે." અક્ષયબાબુએ સ્હેજ હસીને કહ્યું. "કારણ કે હું કાંઇ સીંદુરથી રંગેલો હનુમાન નથી."

આ સાંભળી ગુરૂ ગોવિંદસિંહ ચોંકી પડયો અને ચકિત થઇને અક્ષયબાબુની તરફ જોઇ રહ્યો. પણ તુરત પાછો મનનો ભાવ મનમાં દબાવી બોલ્યો.

"તમારી વાત મારી સમજમાં આવતી નથી." એટલું કહી તે લાલતાપ્રસાદ તરફ ફર્યો: "લાલતાબાબુ, પીતાજી આવે એટલે તેમને કહી આપજો કે આ અઠવાડીયામાં મને રૂપીયા જોઇશે-અને

જરૂર જોઇશે. " એમ તે જુસ્સાથી ડાબા હાથમાં જમણા હાથની મુઠી ઠોકતાં બોલ્યો.

" નહીંતો તમે શું કરી નાખવાના હતા? " લાલતાનું યુવાન લોહી ગરમ થઇ ઉછળી ઉઠ્યું ને તે ઉશ્કેરાઇને સામે થતો બોલ્યો.

" કરીશું તો એજ કે પછી અમારા સમ્પ્રદાય તરફથી આપ લોકોની ખબર લેવામાં આવશે " ગોવિંદસિંહ એટલા શબ્દો ગંભીર પણે કહીને પેઢી પરથી ચાલ્યો ગયો.

" અંહ !" લાલતાએ ધીક્કારથી મોહડું બગાડીને ઉમેર્યું. " કોણ જાણે તેનો સમ્પ્રદાય અમારૂં શું કરી નાખવાનો હતો ? "

" ખુન! વળી બીજું શું કરે ? " અક્ષયબાબુ બોલ્યા.

" ખુન ? કોનું ખુન ? " લાલતા અને અમીચંદ બંને ગભરાટમાં એક સાથે બોલી ઉઠયા..

" બીજા કોનું ? જે આ સમ્પ્રદાયના કોપમાં આવી પડશે તેનું ? હજુરીમલનું ખુન પણ આ સમ્પ્રદાયનીજ કૃપા (!) છે. "

" કેમ ? " લાલતાપ્રસાદે અજાયબીથી પુછ્યું.

" કેમ શું, હજુરીમલ દસ હજાર રૂપીયા એ સમ્પ્રદાયના લઇને નાશી જતા હતા. વળી જે સ્રીને સાથે લઇ જતા હતા તે પણ એ સમ્પ્રદાયની હતી અને આ સમ્પ્રદાયના કોપથીજ તેણી મારી ગઇ છે. "

" એમ કદી બની શકે નહીં " અમીચંદે ગભરાઇને કહ્યું.

" હું અનુમાનથી કહું છું. હજુરીમલે તે રૂપીયા ન લીધા તો હોય બીજું કોણ લઇ જાય ? શું બીજા કોઇએ ચાવી લઇને તેજોરી ખોલી ? "

" શું આપ એમ સમજો છો કે મેં લીધા છે ? " અમીચંદ ઉશ્કેરાઇને બોલ્યો.

" હું કાંઈ તેમ કહેવા માગતો નથી. "

" હું એવો ગધેડો નથી કે, નંબરી નોટો લઉં, કે જેને વટાવવા જતાંજ પકડાઇ જાઉં ? "

" તે વાત ઠીક છે કે તમે તે લીધી નથી. પરંતુ હજુરીમલે અથવા તમે નથી લીધી, તો શું કોઇએ ચાવી ચોરી જઇને તે કાઢી લીધી ? "

" જુઓ, ચાવી આ મારી કમરમાં રહી, બીજો તેને કેમ ચોરી જઇ શકે ? "

" તો હજુરીમલની ચાવી ચોરાઇ હશે. "

"નહીં, તેઓ ચાવીને હમેશાં પોતાની પાસેજ રાખતા હતા."

"પણ તેમની પાસેથી તો કોઇ ચાવી મળી આવી નથી."

"ત્યારે તો જરૂર એ ચાવી કોઇએ ચોરી હોવી જોઇએ. પરંતુ સાહેબ, માની લીધું કે, કોઇએ તે ચાવી લીધી, છતાં તે પેઢી પર આવીને તજોરી કેવી રીતે ખોલી શકે? કારણ અહીંયા તો રાત દીવસ પહેરો રહે છે."

"સારૂં, હવે જોઈએ કે ઉંટ કઇ તરફ બેસે છે" કહીને અક્ષયબાબુ ઉઠયા અને અમીચંદ તથા લાલતાપ્રસાદને લાશ ઓળખવા માટે પોલીસ ચોકીપર મોકલીને પોતે નવીનબાબુ સાથે હાવરા સ્ટેસન તરફ જવાને ઉપડયા.

ખરી વાત એ કે, નવીનબાબુ આ મામલાનો પત્તો મેળવવામાં નિરાશ થઇ ચુકયા હતા. અક્ષયબાબુએ તે ભાવ તેના ચ્હેરા પરથી પામી જઇને કહ્યું. "તમે આવી રીતે હીંમત હારી ન જાઓ, હું આ મામલાનો ઘણો ખરો ભેદ જાણી ચુકયો છું."

"પરંતુ હું તો સમજું છું કે, હજુ સુધી કાંઇ પણ જણાયું નથી."

"કેમ નથી જણાયું? જુઓ લાશનો પતો મળી ગયો, હજુરીમલ પેલા સમ્પ્રદાયના દસ હજાર રૂપીયા લઇ કોઈ સ્ત્રી સાથે મુંબઇ નાશી જતા હતા અને તે સમ્પ્રદાયની નિશાની સીંદુરથી રંગેલી હનુમાનની મુર્તિ."

"હા, પરંતુ તે સઘળું સાબીત થાય ત્યારે કની? હજુરીમલ માર્યો ગયો છે તેના સિવાય તો બીજી કાંઇ સાબેતી મળી નથીને?"

"એ બધું ધીમે ધીમે સાબીત થઈ જશે. ચાલો હવે ચંદનનગરમાં હજુરીમલના મકાનપર તપાસ કરવાની છે.

# પ્રકરણ ૧૦ મું.

## જમુના અને ગંગા—નિલમની અંગુઠી.

આ બન્ને—એક ડીટેકટીવ અને બીજો ડીટેકટીવ વાર્તા લખનાર હાવરાથી ચંદનનગર પહોંચ્યા. ત્યાં જઇને જોયું તો લાલા હજુરીમલનું મકાન એક સુંદર ફુલવાડીની વચમાં શોભી રહ્યું છે. એક શ્રીમંતના ઠાઠમાઠ અને દમામથી હજુરીમલ રહેતો હતો. ખબર મોકલવાથી સમાચાર આવ્યા કે હજુરીમલની સ્ત્રી બિમાર છે, એટલે કોઇને મળી શકશે નહીં. વળી ફરીથી ખબર મોકલાવ્યા કે તે

ન મળી શકે તો તેમની કોઇ દાસીને મોકલે પોલીસના માણુસો છે, માટે મળવુંજ જોઇશે.

નોકર તે ખબર લઇને અંદર ગયો તેટલામાં તે બન્નેની નજર અંદરના ભાગમાં એક માણુસ પર પડી કે જે એક સ્ત્રી સાથે વાતો કરતો હતો. અક્ષયબાબુ બબડયા કે, "એજ જમુના હોવી જોઇએ."

" મારૂં નામ જમુના છે." અક્ષયબાબુએ પીઠ દઇને ઉભા હતા તેટલામાં પાછળથી અવાજ આવ્યો.

બન્નેએ ચોંકીને પાછળ જોયું તો એક પરમ સુંદરી ઉભી છે, ચહેરા પર ચિન્તા અને ઉદાસી છવાઇ રહી છે, તેણે પુછ્યું.

" આપ લોકો શું ચાહો છો ?"

" ઘણા જરૂરી કામને માટે આપને તસ્દી આપવી પડી છે. " અક્ષયબાબુએ કહ્યું અને જે સાડી સ્ત્રીની લાશ પરથી મળી આવી હતી તે દેખાડીને પુછ્યું " આ સાડીને તમે ઓળખો છો ?"

"આ સાડી તો મારી માસીની છે." જમુનાએ સાડી હાથમાં લઇ તપાસીને કહ્યું. પણ તેણે એક દાસીને આપી હતી.

" તે દાસીનું નામ ?"

" તેનું નામ જગેસરી છે. જગીયા પણ કહે છે. "

" નામ તો સારૂં છે, તે છે કયાં ?"

" સાત આઠ દીવસ થયા દેશમાં ગઇ છે. "

" બરાબર ખબર છે ? "

" હા, હા, કેમ ? "

" તે દેશ નથી ગઇ અહીં તેનું ખુન થઇ ગયું છે. "

અક્ષયબાબુના મ્હોડેથી એટલું સાંભળતાંજ તે ધ્રુજી ઉઠી અને એક ખાઇ નીચે પડવા જતી હતી કે, પાસે પડેલા કોચનો આધાર લઇ તે પર પડી ગઇ.

અક્ષયબાબુને તેનું આ વર્તન નાટકી એકટીંગ જેવું જણાતાં તેઓ નેણ ઉંચા કરી માથું ડોલાવતા ડોલાવતા મુછમાં હસીને મનમાં બોલ્યા " તું ઘણું ઘણું જાણુતી દેખાય છે."

તેમને માથુ ડોલાવતા જોઇને જમુનાની ખુબસુરતીથી મોહ પામેલા નવીનબાબુ નારાજ થયા પણ કાંઇ બોલી શકયા નહીં. ચુપ-ચાપ મનમાંજ સમસમી રહ્યા.

જ્યારે જમુના ટટાર થઇ ત્યારે અક્ષયબાબુએ કહ્યું:–"તમોને એક બે વાતો પુછવાની છે. "

" ભલે પુછો. "

" બડાબજારની રાણીગલીમાં તમારી દાસી જગેસરી અરધી રાત્રે મળવા ગઇ હતી ત્યારે હજુરીમલનું ખુન થયું. "

" તો શું તેણીએ તેમનું ખુન કીધું ? " જમુના ગભરાટથી બોલી.

" નહીં, તેણીની સાથે એક પુરૂષ હતો, તે બન્ને ગંગા કીનારે ગયા, પછી ત્યાં જગીયાનું પણ ખુન થયું. પરંતુ તેના સાથીએ તેને મારી નથી કેમકે તેમ હતે તો હનુમાનની મુર્તિની જરૂર ન્હોતી. "

મુર્તિનું નામ સાંભળી જમુના ચોંકી. અક્ષયબાબુની તેજ નજર તેને જોઇ રહી હતી. તેવણે પુછ્યું. "આ બાબતમાં તમો શું જાણોછો?"

"કઇ બાબતમાં ! કઇ વાતમાં ? જમુનાએ ગભરાટથી ધ્રુજતા કહ્યું.

"જુઓ આ બાબતમાં" કહીને અક્ષયબાબુએ, હનુમાનની મુર્તિ કાઢીને જમુના તરફ ફેંકી.

અચાનક કોઇ માણુસ પર સાંપ ફેંકવાથી તે જેવી રીતે ચમકી ઉઠે છે તેવીજ રીતે જમુના આ મુર્તિને જોઇને ચોંકી ઉઠી, એક વખત તેણે મુર્તિ તરફ જોયું અને પછી મુર્છિત થઇ પડી ગઇ.

" ઓફ ! ત્યારે તો તું પણ આ મામલાની અંદર છે ? " અક્ષયબાબુ ગંભીરાઇથી બોલી ઉઠયા.

હવે નવીનબાબુ ગુસ્સાને કાબુમાં રાખી શકયા નહી, તેમનું ભેજું તનકી ઉઠયું, તે દાંત પીસ્સીને બોલ્યા. " શું આપ જોતા નથી કે, તે બેહોશ થઇ પડી છે. કોઇ દાશીને બોલાવો ? "

" એટલા બધા ગભરાવાની કાંઇ જરૂર નથી. " અક્ષયબાબુએ હસીને કહ્યું. " આપ જરા બેસો, અહીં પાણી છે તેને કષ્ટ જણાતું હોય તો મ્હોડા પર છાંટી દો. "

નવીનબાબુ નરમ દીલના વાર્તાલેખક છે. તેનાથી આવી એક મનહર સુંદરી પરતું કષ્ટ કેમ જોયું જાય ? તેઓ ધીરે ધીરે તેના મ્હોડા પર પાણી છાંટવા લાગ્યા. હવે જમુનાની આંખો ખુલી, તે ચારે તરફ ગભરાઇને જોવા લાગી અને પછી પુર શુદ્ધીમાં ઉઠીને અંદર જવા લાગી.

"તમારે હજુ મારા કેટલાક પ્રશ્નોના જવાબ દેવાના છે. " અક્ષયબાબુએ તેને અંદર જતી અટકાવીને કહ્યું.

જમુનાએ આંસુથી છલ છલાતા નેત્રોએ નવીન બાબુની તરફ જોયું. તેની ચિતવન આપણા વાર્તા લેખક બાબુના કલેજાની પાર

નીકળી ગઇ, પણ ઇલાજ ન્હોતો. તે ચુપચાપ ઉભા હતા. જમુના ધીરે ધીરે બોલી "મારી તબીયત ખરાબ છે."

"જોતા નથી અક્ષયબાબુ!" નવીનબાબુ હવે ચુપ રહી શકયા નહીં. તે ઉશ્કેરાઇને બોલી ઉઠયા "તેણીની તબીયત એકદમ ખરાબ છે."

અક્ષયબાબુએ નવીનબાબુ સામે ડોળા કકડાવી જોયું પછી જમુના તરફ ફરીને બોલ્યા. "જો તમને કષ્ટ થતું હોય અને ડર લાગતો હોય તો મારો શક દુર કર્યા સિવાય તમે જઇ શકો છો."

"નહિ, ડરૂં શું કામ? પુછોને?" કહીને જમુના ફરી કોચ પર ઠીક થઇને બેઠી.

નવીનબાબુને ઘણો ક્રોધ ચડયો. તે મનમાં બબડ્યા. "જો જાસુસીમાં આટલી બધી નિર્દયતા કરવાની હોય તો આ કામ સારા માણસોનું નથી. છિઃ છિઃ!"

"તમે મુર્તિને જોતાં બેશુધ્ધ કેમ થઇ ગયા?" અક્ષયબાબુએ હવે જમના તરફ ફરી ફરીને પુછવાની શરૂઆત કરી.

"તેને જોવાથી માસાજીની યાદ આવી ગઇ તેટલા માટે" જમુનાએ માથુ નીચું કરી લઇ જવાબ આપ્યો.

"માસાજીને તેની સાથે શું સંબંધ?"

"તેમની પાસે પણ આવી મુર્તિ હતી. તે કહેતા હતા કે, આ એક સમ્પ્રદાયનું નિશાન છે."

"તે પંજાબનો ધર્મ સમ્પ્રદાય કે?"

"તે હુ બરાબર જાણુતી નથી."

"તમે તો પંજાબથી આવ્યા છોને?

"હા, પણ મેં ત્યાં કદી જોયલી ન્હોતી."

"તમે તે સમ્પ્રદાયની કાંઇ હકીકત જાણો છો?"

"ના, કાંઇ નહીં."

"હજુરીમલ તે મતમાં હતા?"

"ખબર નથી"

"સારૂ, તમારી દાસી સાથે હજુરીમલનો કાંઇ મેળજોળ હતો?"

"તે તો એક દાસી હતી" જમુનાએ ચોંકીને અક્ષયબાબુ સામે જોઇ કહ્યું–"તેની સાથે મેળમેળાપ વળી કેવો?"

"ત્યારે કોની સાથે હતો?"

"દાસી, બાંદીયોની એવી વાતોની મને ખબર નથી." જમુના હવે ઉશ્કેરાઇને બોલી ઉઠી.

" નહીં, નહીં, એ વાત નથી. સારૂ. તમે ગયા શનીવારે હજુરીમલના કલકતાના મકાનમાં ગયા હતા કે ? "

" હું ! હું ત્યાં શું કામ જાઉં ? "

અક્ષયબાબુને તેના હાથમાં પેલી ત્રણ નીલમની અંગુઠી ન દેખાતાં તે મનમાં બોલ્યા. " આ ગયેલી નથી કદાચ બીજી કોઇ હશે. "

થોડી વાર ચુપ રહેવા પછી ડિટેકટીવ અક્ષયબાબુએ ફરી પુછ્યું. " કોઇ સ્ત્રી હજુરીમલની પાસે આવતી હતી કે નહીં તે તમે જાણો છો ? "

" નહીં નહીં, એવી વાતો હું જાણતી નથી. " જમુના ખીજવાઇને બોલી.

" સારૂ, તમારા નોકરો કદાચ તે વાત જાણતા હશે. " ડીટેકટીવે બે વખત થપ્પડ ખાવા છતાં પાછું બેશરમીથી કહ્યું અને નવીનબાબુ તરફ ફરીનેઃ-આપ અહીંયા બેસો, હું હમણા આવું છું " કહીને બહાર ગયા. નવીનબાબુ તેમના વર્તનથી નારાજ થયા હતા, તે ચુપચાપ બેસી રહ્યા.

તે બેઠા બેઠા કાંઇ વિચાર કરી રહ્યા હતા તેટલામાં કોઇના પગલાનો અવાજ સમજાયો. જોયું તો એક માણસ કોઇ સ્ત્રીની સાથે ઓરડામાં દાખલ થયો. આવનારને ખબર ન્હોતી કે નવીનબાબુ ત્યાં બેઠા છે, તેમને જોતાંજ તે બંને ચોંકી ગયા, અને પાછા ફરવાનું કરતા હતા તેટલામાં આવનાર પુરૂષે ઓળખીને કહ્યું.

" અરે કોણ નવીન ? "

" ઓહો ! કોણ, દલીપદાસ ? " નવીનબાબુ એકદમ ઉભા થઇ જઇને બોલ્યા.

" અરે યાર ! બહુ ખુશીની વાત કે તમે ઓળખી લીધો. " દલીપદાસ હસતો હસતો બોલ્યો.

" ઘણા વર્ષથી તમને જોયેલો નહીં, પણ તમારો ચ્હેરો હજુ જેવોને તેવોજ છે."

" એ મારામાં એક ગુણ છે. " દલીપદાસે રમુજમાં જવાબ આપ્યો.

નવીનબાબુની નજર, પાસે ઉભેલી સુંદરી પર ઠરી રહેલી જોઇ દલીપદાસ હસીને બોલ્યો. " આ સુંદરી હજુરીમલ સાહેબની સાળીની દીકરીની સખી છે. પરંતુ હવે તેને અહીં ઘણા દહાડા રહેવાનું નથી. આ રત્ન થોડા દીવસમાં દલીપદાસના હાથમાં આવશે. "

આ સાંભળી પેલી સુંદરી શરમાઇને નીચું જોઇ ગઇ. દલીપદાસે નવીનબાબુને પુછ્યું. "નવીન! તમે અહીં શું આવ્યા છો?"

"હું એક ડીટેકટીવની સાથે આવ્યો છું."

"ડિટેક્ટીવ કોણ! હજુમલના ખૂન માટે?"

"હા."

"એવા ભલા પુરૂષનું કોણ જાણે કયા ચંડાળે ખુન કરી નાખ્યું."

"તેની શોધ તો આ થઈ રહી છે."

"તમે પણ શોધ કરવામાં છો?"

"હા. અક્ષયબાબુએ મહેરબાની રાહે મને પણ સાથે રાખ્યો છે. તમે જાણો છો કે હું ડીટેકટીવ વાર્તાઓ લખુ છું અને અક્ષયબાબુ આજકાલ એક પ્રસિદ્ધ ડીટેકટીવ છે."

"વાહ! ઘણું સારૂં કર્યું! યાર મને પણ તમારી મંડળીમાં રાખો તો બહુ ઠીક પડશે. આ બનાવથી મને પણ બહુ લાગી આવ્યું છે. હજુરીમલજી મને બહુજ ચાહતા હતા."

"સારૂ, અક્ષયબાબુને તમારા માટે કહીશ" નવીનબાબુ એટલું કહી રહ્યા કે, અક્ષયબાબુ ત્યાં આવી ધમકયા!

અક્ષયબાબુ પોતાની તીવ્ર દ્રષ્ટિથી પેલા બન્ને સ્ત્રી પુરૂષ તરફ જોઈ રહ્યા. સ્ત્રીના હાથ પર નજર પડતાંજ તે ચોંકી ઉઠયા. તેની આંગળીમાં પેલી ત્રણ નીલમના નંગોવાળી અંગુઠી હતી.

ડીટેકટીવ અને ડીટેકટીવ વાર્તા લેખક બંને ત્યાંથી હવે નીકળીને સ્ટેશન પર આવી ગાડીમાં બેઠા. નવીનબાબુએ વાત છેડી.

"દલીપદાસ એક વખતે મારી સાથે ભણતો હતો. અહીં કલકત્તામાં તેને ઘણા દીવસથી જોયો ન્હોતો."

અક્ષયબાબુ ચુપજ રહ્યા, એટલે નવીનબાબુએ પુછ્યું.

"આપ દલીપદાસને કેવો ધારો છો?"

"એ ફક્કડ છે. એવા માણસોથી દુનિયાના કામ કંઇ થઇ શકે છે?"

"પણ માણસ ખરાબ નથી, સારા દીલનો છે."

"જે બહુ બોલકણા હોય છે, તે અકસર ગપેડા હોય છે."

"હજુરીમલ સાથે તેમને બહુ સારો સંબંધ હતો. તેના ખુનીને પકડવાની તેને પણ બહુ કાળજી છે. આપની સાથે તપાસમાં રહેવા માટે મને વિનંતી કરતો હતો."

“ ગંગા સાથે એજ લગ્ન કરવાનો છે ને ? ”

“ હા, તો તેમાં શું ખોટું છે ? ”

“ ખોટું તો જરૂર છે તેણીજ હજુરીમલના મકાનપર તે દીવસે રાત્રે મળવા ગઇ હતી અને ત્યાર પહેલાં પણ વખતો વખત રાતના તે ત્યાં જતી. ”

“ એ તમે કેમ જાણ્યું ? ”

“ હજુરીમલનો નોકર કહેતો હતો. ત્રણ નીલમના નંગ જડેલી અંગુઠી પહેરનારી એક સ્ત્રી રાત્રે આવ્યા કરતી હતી, એજ અંગુઠી ગંગાએ પહેરી છે. ”

“તો ગંગાનું હજુરીમલ સાથે મળવું કાંઇ આશ્ચર્યની વાત છે ?”

“ એમ નથી અગર જમુના—”

“ આપ જમુનાની વિરૂદ્ધમાં પણ બોલશો નહીં ” નવીનબાબુ વાત કાપીને વચ્ચે બોલી પડ્યા. “ તે બિચારી કાંઇ પણ જાણતી નથી. ”

“ તમે છો બાપુ વાર્તા લખનાર ! ” અક્ષયબાબુએ હસીને કહ્યું. “ વાર્તા લેખક હમેશાં સુંદર ચ્હેરા જોઇને પીગળી જાય છે. ખેર એ વાતની જરૂર નથી; પણ વાત એમ છે કે, તેણી હનુમાનની મુર્તિને જોઇ બેહોશ કેમ થઇ ગઇ ? ”

“ બેહોશ તો અમીચંદ પણ થઇ ગયો હતો ? ”

“ હા, તે તો હું કહું છું. બેહોશ થવાનું કારણ બંને એક સરખું જણાવે છે, તે આશ્ચર્યની વાત નથી ? એટલા પરથીજ હું કહું છું કે બંનેની વાત બરબર નથી. ”

“ તો શું આપ એમ કહેવા માગો છો કે, જમુનાએ ખુન કર્યું ? ”

“ નહીં. એમ તો હું કહી શકતો નથી. અમીચંદ અને જમુના ખુનમાં સામેલ હોય એવું કાંઇ જણાતું નથી. પરંતુ આટલું તો હું માનું છું કે તેણી ખુન સંબંધના ઘણી વાતો જાણે છે. ”

“ આપની એ માન્યતા બરાબર નથી. ”

“ તો એમ હશે કે, અરધી વાત જમુના જાણતી હશે ને અરધી અમીચંદ ! ”

“ સમજો કે તે બધી વાત જાણે છે, તો પછી તે જાહેર ન કરવાનું કારણ ? ”

“ બનવા જોગ છે કે, કોઇને બચાવવા માગતી હોય. ”

“ એવું કોણ હોય ? ”

"કેમ ન હોય? દાખલા તરીકે હજુરીમલની સ્રીજ હોય?"

"એ બનવા જોગ નથી." નવીનબાબુ જુસ્સાથી બોલ્યા.

"ઘણું બનવા જોગ છે." અક્ષયબાબુએ હસીને કહ્યું. "જુઓ, બે કારણોથી હજુરીમલનું ખુન થઇ શકે છે. એક રૂપીયા બીજું ઇર્ષા!"

"રૂપીયા તો તે રાત્રે તેમની પાસે હતાજ નહીં?"

"રૂપીયા નહીં તો કોઇ કીંમતી કાગળ હશે. કદાચ તે કારણ નહીં તો કોઇએ જરૂર ઇર્ષાથી તેનું ખુન કર્યું છે."

"તો શું આપ એમ સમજો છો કે, હજુરીમલની સ્રીએ દાસીની ઇર્ષાથી પોતાના સ્વામીનું ખુન કર્યું છે?"

દાસી પરજ ક્યાં વાત છે: દાખલા તરીકે ગંગાજ સમજી લ્યોને?"

"ગંગા સાથે તો તેનો કાંઇ સંબંધ જણાતો નથી."

"તો તેણી રાત્રે તેની પાસે કેમ જતી હતી? ખેર, તે બધી વાતો પછી જણાશે. હાલ તો તમારા પેલા મિત્રને મંડળીમાં લેવો જોઇએ. તેની પાસેથી ગંગાને લગતી ઘણી વાતો મળી આવશે."

"તે કદી પણ નહીં બતાવે."

"તે એવો બકબકીયો છે કે, તેના પેટમાંથી વાત કહાડવામાં ઘણી મુશ્કેલી નહીં પડે."

નવીનબાબુને અક્ષયબાબુની છેલ્લી વાત પસંદ પડી નહીં. કોઇ પાસેથી પ્રપંચ અને યુકિત કરી વાત કઢાવવી એ તદ્દન અન્યાય છે, એમ સમજી તેમણે મ્હોડું બગાડી ગયા.

"નવીનબાબુ!" અક્ષયબાબુ તેના ચ્હેરા પરનો ભાવ વાંચીને બોલ્યા "જાસુસી કરવામાં એમ ન્યાયી થઇ બેસવાથી કામ નથી થતું; સમજ્યા કે?"

# પ્રકરણ ૧૧ મું.

## દલીપદાસ-પંજાબી સમ્પ્રદાયના ભયંકર ભેદો.

નવીનબાબુએ જ્યારથી જમુનાને જોઇ છે ત્યારથી તેમનું મન બહુ વ્યાકુળ થઇ ગયું છે. માનો તેણીનું સુંદર ચંદ્રવદન તેના હૃદયમાં ઘર કરી બેઠું છે. તેઓએ તેણીનો ખ્યાલ મનમાંથી કહાડી નાખવાને અનેક વખત નિશ્ચય કર્યો, પરંતુ તે સુંદરીનો ગોળ ગોરીલો મોહક ચ્હેરો અને સીધા સરોવર સરખો તેના શરીરનો દેખાવ તેમની આંખો સામેથી દુર થઇ શકતો નથી, બલકે દ્દષ્ટિ

સામે રમી રહ્યો છે. અત્યારે તે પોતાના મકાનમાં બેઠાબેઠા તેણીના વિચારમાં મશગુલ હતા, તેટલામાં કોઇના પગલાનો અવાજ સંભળાતા તેણે પાછુ ફરી જોયું તો દલીપદાસ ઉભો છે. ચન્દનનગરમાં મળ્યા તે વખતે નવીનબાબુ તેમને પોતાનું ઠેકાણું આપી આવ્યા હતા.

“ કેમ નવીન ! જુઓ તમારી મુલાકાત કરવામાં મેં એક દિવસની પણ ઢીલ ન કીધી, એમ તમે નહીં કહો ? ” દલીપદાસે આવતાંજ હસીને કહ્યું.

પરંતુ અત્યારે નવીનબાબુના હૃદયમાં શું થઇ રહ્યું હતું તેને દલીપદાસ કેમ સમજી શકે ? પ્રથમ તો દલીપદાસની વાચાળતા અને હસીથી નવીનબાબુ મનમાં નારાજ થયા, તેમને કંટાળો લાગ્યો પણ વાતો થતાં થતાં દીલ બહેલવા લાગ્યું, અને વિદ્યાર્થી અવસ્થાના સમયના ઘણી હસી મશ્કરીની વાતો થવા લાગી જેમાં લગભગ અરધો કલાક પસાર થઇ ગયો; પછી નવીનબાબુએ પુછયું.

“ કહો યાર, આજકાલ તમે શું કરો છો ? ”

“ કરીએ શું ? ખાસ્સો ધગધુમન બન્યો છું. પિતાની કમાઈ હતી તેને ફુંકી દેતા તો વાર લાગી નહીં. બીજી તરફ માતા પણ આ દુનિયાથી ચાલી નીકળી પછી શું કરૂં ? પંખી બનીને અહીં તહીં ઉડતો ફરૂં છું. ”

“ કાંઈ કામકાજ નથી કરતા ? ”

“ કામ કરવાને માટે તો ઇશ્વરે મને સરજ્યોજ નથી ! બાપરે બાપ ! મહેનતથી તો હું યમરાજાના જેટલો ડરૂં છુ. ”

“ તો આમ કેટલાક દહાડા ચાલશે ? ”

“ હમણાં તો ચાલ્યું છે, પણ હવે તો જુઓને લગ્ન કરીને પગમાં બેડી નાંખુ છું, કે પછી ફરવું ભટકવું બધું બંધ થઇ જશે. ”

“ ત્યારે તમે ફર્યા તો ખુબ હશો ? ”

“ હા, ઘણું, પૃથ્વી પ્રદક્ષીણા સમજો. ”

“ પંજાબ પણ ગયા હશો ? ”

“ પંજાબનું તો ગામે ગામ ફરી વળ્યો છું, કોઇ પરૂં પણ બાકી ન હશે. ”

“ અમૃતસર ગયા હતા ? ”

“ ત્યાં તો બરાબર છ મહીના પસાર કર્યા, ”

“ ત્યારે તો ત્યાંનું સઘળું જોયું હશે ? ”

“ હા, જે જોવું જોઇએ તે પણ જોયું અને જે ન જોવાનું હતું તે પણ જોયું. ”

" આ ચીજને માટે કાંઇ કહી શકશો કે તે શું છે ?" નવીન બાબુએ હનુમાનની મુર્તિ દેખાડીને પુછ્યું.

" બાપરે બાપ ! " ના ગભરાટથી પોકાર કરી દલીપદાસ કુદીને ચાર હાથ દુર ખસી ગયો, તેનો ચહેરો ફીકકો પડી ગયો, તે આંખો ફાડીને નવીનબાબુ સામે જોઇ રહ્યો.

" કેમ ! શું છે, ગભરાટ શાનો ! " નવીનબાબુએ અજાયબીથી પુછ્યું.

" અરે બાપરે ! આ તમોને કયાંથી મળી ? " દલીપદાસ લથડતી જીભે બોલ્યો.

અમીચંદ મુર્તિને જોઇને બેહોશ થયો હતો, જમુના થઇ હતી અને દલીપદાસ પણ તેવોજ ચમકયો. તેના કપાળપર પરસેવાના બીંદુ ફુટી નીકળ્યા; તે ધ્રુજતા અવાજે બોલ્યો:—

" શું તમે...તમે પણ...તમે પણ તે મંડળીમાં ? "

" કઇ મંડળી ? " નવીનબાબુએ કાંઇ વધુ ભેદ કહાડવાના હેતુથી પુછ્યું.

" જેનું આ નિશાન છે ! " દલીપદાસે મુર્તિ તરફ ધ્રુજતે હાથે ઇશારો કરીને કહ્યું

" નહીં યાર ! વિશ્વાસ રાખો, હું તે મંડળી સંબંધે કાંઈ પણ જાણતો નથી. "

" અરે બાપુ ! હું તો સમજ્યો કે, આજ આપણા દહાડા ભરાઇ ચુકયા. બધી ધારણાઓ ચુલામાં ચાલી ગઇ " દલીપદાસ કાંઇક શાંત પડતાં બોલ્યો.

" આ મુર્તિથી આટલા બધા ડરો છો કેમ ? " નવીનબાબુએ પુછ્યું.

" ડરવાનું કારણ છે. હું સમજ્યો કે તમો મને હમણાં ઠાર કરશો. આ મુર્તિને જોતાંજ માણસ માર્યો જાય છે એ ખુનનું નિશાન છે ! "

" શું સાચી વાત ? "

" હા, જી ! મને નવાઇ લાગે છે કે, તમે હજુ સુધી કેમ જીવો છો ? બહેતર છે કે તેને હમણાં ને હમણાં ગંગામાં ફેંકી આવો નહીંતર જાન નહીં બચશે. "

દલીપદાસ પાસેથી કાંઇ વધુ સાંભળવાના હેતુથી નવીનબાબુ ચુપ રહ્યા. દલીપદાસે જરાવાર પછી પુછ્યું " તમને આ કયાંથી મળી ? "

" હજુરીમલની લાશ પાસેથી " નવીનબાબુએ કહ્યું.

" ત્યારે તો નક્કી એ મંડળી તરફથીજ તેમનું ખુન કરવામાં આવ્યું છે. " દલીપદાસ ગભરાતા અને ધીમા અવાજે બોલ્યો.

" કેમ, મંડળીવાળા તેને શું કામ મારે ? "

" કોણ જાણે એ મંડળીવાળાનો શું કોપ તેની પર ઉતર્યો હશે."

" એ મંડળી છે કેવી ? શા માટે તે માણસોના ખુન કરે છે ? "

" સાંભળો ત્યારે, હું જે કાંઇ તે સબંધમાં જાણું છું તે કહું છું. " કહીને દલીપદાસ બારી, જાળીયા વિગેરે તરફ જોઇને બારણું બંધ કરી ધીમે અવાજે બોલ્યો.

" હવે સાંભળો, હું કહું છું."

" અરે ! તમે બેફીકર રહો. " નવીનબાબુએ હસીને કહ્યું. " અહીં તમારા સમ્પ્રદાયવાળા કાંઇ પણ કરી શકવાના નથી. "

" કેમ ન કરી શકે ? હજુરીમલ તો આ શહેરમાંજ માર્યા ગયા ને ? "

આ વાતથી નવીનબાબુના રૂવાં ઉભાં થઇ ગયા.

" સારૂં, એ સમ્પ્રદાયનું કર્તવ્ય શું છે ? " નવીનબાબુએ મનનો ભય દબાવીને પુછ્યું.

" જુઓ, મને જે કાંઇ ખબર છે તે કહું છું. એ એક સમ્પ્રદાય છે એટલુંજ લોકો સમજે છે. "

" તો તેમાં છે કોણ કોણ માણસો ? "

" તેનું સઘળું કામ ગુપ્ત થાય છે. તેમાં શું થાય છે તે, તે લોકોજ જાણે છે. તેમાં દાખલ થયા સિવાય જાણવાનું કામ મુસ્કેલ છે. "

" તેનો ઉપદેશ શું છે. ? "

" મારા સાંભળવા મુજબ તે લોકો કાંઇ એવું કામ કરે છે કે, જેનાથી તેઓને મોટી શકિત પ્રાપ્ત થાય છે. "

" તમે એ બધું કેમ જાણ્યું ? "

" એજ તો હું કહું છું. જ્યારે હું અમૃતસરમાં હતો તે વખતે એક દીવસ એક મિત્રને ત્યાં નાચ જોઇને પાછલી રાતના ઘર તરફ આવતો હતો. રસ્તામાં ઘોર અંધકાર હતો. લોકોનો આવજાવ પણ બંધ હતો, એટલામાં સામેથી કોઇની ચીચીયારી સંભળાઇ. કોઇ કોઇને મારે છે એમ જાણી હું તે તરફ દોડયો. મેં જોયું કે, મારા પગલાનો અવાજ સાંભળી બે માણસો નાશી ગયાં. ત્યાં જઇને જોયું તો છાતીમાં છરો ભોંકેલી એક માણસની લાશ પડી છે. તેની પાસે આવીજ એક હનુમાનની મુર્તિ પડી હતી. "

" બરાબર આવીજ હતી ! "

" હા મેં તે લાશને બારીકીથી જોઈ તો જણાયું કે તેમાં હજુ જીવ હતો. તે મરણ પામ્યો નહોતો. તેમને હું મુર્તિ સાથે મારા મકાન પર લાવ્યો. મારૂં મકાન નજીકમાંજ હતું. "

" તો પોલીસને કેમ ખબર ન આપી ? " નવીનબાબુએ પુછ્યું.

"તેણે મને તેમ કરતાં રોકયો. તેણે રૂ ભરેલી મીરજાઇ પહેરી હતી એટલે તેની છાતીમાં છરો ઘુસ્યો નહોતો. માત્ર જરા ઝખમ થયો હતો."

" ત્યાર પછી ? "

" પછી શું ? તે માણસ એ મંડળીનો હતો, કોઇ કારણથી તે નીકળી ગયો હતો તેથી મંડળીવાળા તેની પર ઉશ્કેરાયા હતા. તે મંડળીનો કાંઇ પણ કસુર કરવાથી પ્રાણ દંડ સિવાય બીજી સજા તેઓ કરતા નથી. "

" મારે છે કોણ ? "

" એ કાંઈ કહી શકાતું નથી. પણ જેને એ કામ સોંપવામાં આવે છે, તેને એ ખુનનું કામ કરવુ પડે છે. જો તે માણસ આ કામથી ઇન્કાર કરે તો તેનું પણ ખુન કરી નાખવામાં આવે છે. "

" ઓ બાપરે ! પછી ? "

" જે માણસનું ખુન થવાનું હોય છે તે માણસ પ્રથમથી જાણી જાય છે કે, તેનું ખુન કરવાનું સમ્પ્રદાય તરફથી ફરમાન થઇ ચુકયું છે. "

" એ કેવી રીતે ? "

" જેનું ખુન કરવાનું હોય છે તેની પાસે કોઇને કોઇ રીતે આવી એક હનુમાનની મુર્તિ આગમચથી પહોંચડી દેવામાં આવે છે. બસ તેટલા પરથી તે માણસ સમજી જાય છે કે, પોતાના દહાડા ભરાઇ ચુકયા. "

" ગજબની વાત પછી ? "

" ખુન કરવા પછી લાશ પાસે આવીજ એક હનુમાનની મુર્તિ રાખી જાય છે, તેથી બધા જાણી શકે છે કે, આ માણસ તે ગુપ્ત સમ્પ્રદાયના માણસોને હાથે માર્યો ગયો છે. "

" તો તેને પોલીસ કેમ નથી પકડતી ? "

" પોલીસને શું ખબર કે તેમાં કોણ છે ને કયાં છે ? ખબર હોય તો પકડે કની ? જે માણસ તે મતમાં દાખલ થાય છે તે જીવતા જીવત તો કોઇ બહારના માણસને તેનો ભેદ કહી શકતો નથી ! તો પછી પોલીસ શું કરી શકે ? "

" વારૂ, પેલા જખમી માણસનું પછી શું થયું ? "

"કેટલાક દીવસ તે મારા મકાનમાં છુપાઇ રહ્યો. મેં ઘણું ઘણું પુછ્યું પણ તેણે બીજી કોઇ વધુ વાત ન કહી. એક દીવસ તે ચુપચુપ કહ્યા વગર ચાલ્યો ગયો, ત્યાર પછી તેનો પતો લાગ્યો નહીં."

"બીજો કાંઇ વધુ ભેદ તમે કેમ ન મેળવ્યો ?"

"અરે યાર ! તમે ભેદની વાત ક્યાં કરો છો ? અમૃતસરમાંથી ભાગી છુટવાનો રસ્તો તો મળતો ન્હોતો !"

"કેમ, કેમ ?"

"પેલી મુર્તિ મારી પાસેજ હતી. પાછળથી જણાયું કે, જે કોઇ એ મંડળીમાં દાખલ ન હોય, તેની પાસે તેઓ મુર્તિ રહેવા દેતા નથી. વળી સામે આવીને માગતા પણ નથી. કેમકે તેમ કરવાથી તે મંડળીના માણસ તરીકે પકડાઇ જવાનો તેને ભય હોય છે."

"તો પછી તેઓએ શું કર્યું ?"

"અરે બાપરે ! ચાર પાંચ ગા ને લે ો મારૂં ખુન કરવાની ફીકરમાં રહ્યા. મને ઘરમાં રહેવું આફત સમાન થઇ પડયું."

"કેમ ?"

"અરે યાર શું કહું ? મકાન પર પથ્થરનો વરસાદ વ સે, રહી રહીને કોઇ દરવાજો ભભડાવે, વિચીત્ર પ્રકારના ભય ઉપજાવનારા અવાજો કરે, એવા એવા કંઇક ધુજાના ચલાવતા હતા."

"પછી તમે શું કર્યું ?"

"પંજાબના એક સારા માણસે મને કહ્યું કે, જાનની સલામતી ચાહો તો પેલી હનુમાનની મુર્તિને વિદાય કરી આપો. નહીં તો તે લોકોને હાથે ઠાર માર્યા જશો."

આ સાંભળતાં નવીનબાબુનું કલેજું કંપી ઉઠયું. પણ તુરત તેઓ પોતાની આવી નબળાઇ માટે મનમાં શરમાયા અને સાવધ થઈ બોલ્યા.

"પછી તમે તેને શું કહ્યું ?"

"તે રાત્રે મેં મુર્તિને દરવાજા પાસે રાખી દીધી સવારે ઉઠીને જોયું તો તે ઉપડી ગઇ હતી. કોણ જાણે કોણ લઇ ગયું."

"ત્યાર પછી કાંઇ શોધ ચલાવી ?"

"સાચી વાત તમારાથી નહીં છુપાવું યાર ! ચિન્તા અને ભયથી સીર ઘુમવા લાગ્યું. અને છેવટે જાન જવાનો સંદેહ સમજી પંજાબ છોડી આ તરફ ભાગી આવ્યો."

"તે મંડળી પાસે રૂપીયા બહુ છે શું ?"

" સંભળાય છે કે, તેઓ બધી દોલત એક સ્થળે નથી રાખતા. નાની મોટી રકમો તે મંડળીવાળાઓને ત્યાં જમા રાખે છે."

" ઠાકુર ગોવિંદસિંહ તેમાં છે ?"

" હોય તેમ જણાય છે. ખાત્રીથી કહેતો નથી."

" શું તે મંડળીની કાંઇ રકમ તેની પાસે છે. ?"

" તે હું જાણતો નથી, કેમકે હજુરીમલને ત્યાં આવે જાય તેટલા પુરતી મારે તેની સાથે પીછાણ છે. પરંતુ રીતભાત ઉપરથી જણાય છે કે, તેની પાસે કાંઇક છે ખરૂં."

" મંડળીના દસ હજાર રૂપીયા તેમની પાસે છે" નવીનબાબુ અક્ષયબાબુની માફક ગંભીરતાથી બોલ્યા.

" શું ખરી વાત !" દલીપદાસે અજાયબીથી પુછ્યું. " તમે એ કેવી રીતે જાણ્યુ ?"

" હું જાણું છું. તેણે એ રૂપીયા હજુરીમલને અનામત તરીકે રાખવા આપ્યા હતા, તે તેણે પેઢી પર તીજોરીમાં રાખ્યા, પરંતુ તેમાંથી તે ચોરાઇ ગયા."

" અને ! ચોરાઇ ગયા ? કોણે ચોર્યા ?"

" તે કોણ જાણે કોણ ચોરી ગયું. હમણા તો તેની શોધ થઇ રહી છે. ખુનની સાથે એ ચોરીનો પણ જરૂર સબંધ છે. ડીટેક્ટીવ અક્ષયબાબુ તેની તપાસ ચલાવી રહ્યા છે. તેણે મહેરબાનીથી મને પોતાની સાથે રાખ્યો છે. તમારી વાત પણ મેં તેમને કહી—"

" તો તેઓએ શું કહ્યું ?" દલીપદાસ વચ્ચે બોલી ઉઠયો.

" કહે શું, તમને પણ સાથે રાખી લીધા છે."

" વાહ ! ત્યારે તો એ બહુ ભલા માણસ જણાય છે."

" હા, સાંભળો, જેટલો પતો અમોને આજદીન સુધી મળ્યો છે તે બધું તમારે પણ જાણવુ જોઇએ."

" હા, હા, યાર જરૂર ! કહો, કહો !"

નવીનબાબુએ સઘળી હકીકત કહી સંભળાવી. માત્ર ગંગાના હાથ માંહેની લીલા નંગવાળી વીંટી તેમજ હજુરીમલ સાથે વખતો વખત મળવાની અને ખુનની રાત્રે ગંગા તેની ભેટ કરવા ગયેલી તે વાત કહી નહીં. તે સમજ્યા કે, આ વાત પર દલીપદાસને વિશ્વાસ આવશે નહીં. તે ગંગાનો પ્રેમી છે તેથી વાતને હસીમાં ઉડાવી દેશે.

દલીપદાસે, બધું સાંભળી લઇ કહ્યું. " ત્યારે તો હવે આ ખુન કોણે કર્યું ?" તે સમજવું મુશકેલ નથી. " તમે શું સમજ્યા છો ! કોણે ખુન કર્યું ?" નવીનબાબુએ અજાયબીથી પુછ્યું.

" મુર્તિના સબંધ પરથી એટલું તો નક્કી છે કે, પેલી પંજાબી મંડળીવાળાઓએજ બંને ખુન કર્યાં છે. ગુરૂ ગોવિંદસીંહ એજ મંડળીનો છે. તેણે દસ હજાર રૂપીયા તે સમ્પ્રદાયના હજુરીમલ પાસે રાખ્યા હતાં તે ચોરાય ગયા છે. હવે શું તેનાથી વધુ ખુલ્લું કહેવાની જરૂર છે કે કોણે ખુન કર્યું ? "

" તમે કોની પર શક લઇ જાઓ છો ? "

" હવે શક કેવો જી ! બધું સાફ સાર તો છે ! આ બેઉ ખુનનો કરનાર ગુરૂ ગોવિંદસીંહ ! બીજો કોણ ? " એટલું કહેતાં દલીપદાસ ધ્રુજી ઉઠયો.

# પ્રકરણ ૧૨ મું.

## નવા ભેદ !—નવી શંકા !—નવો ખુની !

જે વખતે દલીપદાસ નવીનબાબુને ત્યાં આવ્યો હતો; બીજી તરફ લગભગ તેજ વખતે ડિટેકટીવ ઇન્સપેકટર અક્ષયબાબુને ત્યાં એક નવા માણસનું આગમન થયું હતું. અક્ષયબાબુએ આ નવા આવનાર માટે કદી એમ તો ધાર્યુંજ ન્હોતું કે; તે તેમને શોધી કહાડીને તેમના મકાન પર મળવા આવશે.

આ નવા માણસના આગમનથી બધું ચક્ર ફરી ગયું. ખુનના સબંધમાં અક્ષયબાબુના મનમાં જે જે શંકા અને વાતો બેઠી હતી, તે સઘળી આ નવા માણસના આગમનથી ઉલટાઇ ગઇ.

અક્ષયબાબુ પોતાના દીવાનખાનામાં બેસીને કાંઇક કાગળીયાઓ તપાસતા હતા, તેટલામાં નોકરે આવીને ખબર આપી. " બે સ્ત્રીઓ આપને મળવા માગે છે, ઘરની ગાડી પર આવેલી છે. "

તે બંને સ્ત્રીને અંદર લાવવાનો હુકમ આપીને અક્ષયબાબુએ બધા કાગળીયા સમેટી લીધા. નોકર તે સ્ત્રીઓને લઇ અંદર આવ્યો. પહેરવેશ પરથી એક ઘુંઘટવાળી સ્ત્રી જે કોઇ મોટા ઘરની મહીલા અને બીજી તેની દાસી જણાતી હતી. દાસીએ ઘુંઘટ તાણ્યો ન્હોતો. તેની ઉમર પાકલી હતી છતાં ચ્હેરો સુંદર હતો. ડીટેકટીવે તેઓને માન પૂર્વક કહ્યું. " તમે મારી પાસે શું કામને માટે આવ્યા છો ? ફરમાવો હું હાજર છું. "

" આરાજ ધણીનું તે દીવસે ખુન થયું હતું. " ઘુંઘટવાળીએ ધીમેથી કહ્યું.

" તમે લાલા હજુરીમલના સ્ત્રી છો ? " અક્ષયબાબુએ અજબ થઇને પુછયું.

" હા " તે સ્ત્રીએ ગર્દન હલાવીને કહ્યું.

" હું તો તે મામલાની તપાસ કરી રહ્યો છું."

હજુરીમલની સ્ત્રીએ તેનો કાંઇ જવાબ ન આપતાં સાથેની દાસીને બહાર જવાનો હુકમ કર્યો. તેના જવા પછી તે અક્ષયબાબુની જરા નજીકમાં જઇને બોલી.

" આપ તે દીવસે મારા મકાનપર આવ્યા હતા, પણ તબીયત ખરાબ હોવાને લીધે આપને મળી શકી નહીં. આજે મહા મુશકેલીએ આપનું મકાન શોધતી શોધતી આવી છું."

" ખેર, હવે શું કામે આવ્યા છો તે જણાવો," ડિટેકટીવ તેનાથી જરા દુર ખસતા બોલ્યો.

આ વખતે જો નવીનબાબુ હાજર હતે, તો આ ફાંટાબાજ ગરમ મીજાજ ડીટેકટીવને જરૂર કાંઇક સંભળાવી દેતે.

" જેણે ખુન કર્યું છે તેને આપે પકડયો છે?" સ્ત્રીએ પુછયું.

" નહીં, હજુ સુધી તો ખુન કરનાર મળ્યો નથી."

" ખુન કરનારને હું જાણું છું, અને તેજ આપને કહેવા માટે અહીં આવી છું."

અજાયબીથી ડોળા ફાડી અક્ષયબાબુ તેની સામે જોઇને બોલ્યા. " તમે કોને ખુની સમજો છો?"

" ગંગા!" તે સ્ત્રીએ કહ્યું.

ગંગાનું નામ સાંભળતાંજ અક્ષયબાબુ ચકિત થઇ ગયા. જરા વારે બોલ્યા.

" તમે કેમ જાણ્યું?"

" હુ જાણું છું" તેણી ગુસ્સાથી બોલી " અને સોગંદ ઉપર કહું છું કે, તે ડાકણ પીશાચણીનુંજ કામ છે.

" જાણું છું કહેવાથી કાંઇ વળે નહીં, તે માટે સાબેતી જોઇએ."

" જ્યાં સુધી એ પાપીણીના પગલા મારા ઘરમાં ન્હોતા" તેણી ક્રોધાવેશમાં બોલવા લાગી. " ત્યાં સુધી મારા સ્વામી સાથે બહુ સુખી હતી, તે ડાકણેજ મારા ધણીનું મન ફેરવી નાખ્યું. હું જાણું છું. તે ઘણા દીવસ થયા છુપી રીતે કલકતામાં મારા ધણી સાથે મળતી હતી, તેણેજ મારા ધણીને મારી પાસેથી ખુંચવી લીધો હતો."

" જ્યારે તે તમારા સ્વામીને પોતા તરફ ખેંચવાની કોશીષ કરવા લાગી, ત્યારે તમોએ તેને મકાનમાંથી હાંકી કેમ ન કાઢી?"

“ હું તેને હાંકી કાઢનારી કોણ ? મારી વાત તે સાંભળતાજ ન્હોતા. તે ડાકણે તેમનું મન ફેરવી નાખ્યું હતું. હું જાણી ગઇ હતી, પાછળથી પણ જાણ્યું તેણેજ મારા પતિ સાથે અહીંથી ભાગવાની ગોઠવણ કરી હતી તે તેમને ચાહતી તો ન્હોતીજ, પરંતુ પ્રપંચથી થાપ આપીને તેનું ધન ધુતવાની વેતરણમાં હતી. અને આ વાત હું સંપુર્ણ ખાત્રી સાથે કહું છુ કે, રૂપીઆના લોભથીજ તેણીએ પોતાના કોઇ પ્રેમીના હાથે લાલાનું ખુન કરાવ્યું છે.”

“ તો શું તમે એમ સમજો છો કે, દલીપદાસે હજુરીમલનું ખુન કર્યું છે ? ”

“ નહીં! નહીં! ” તેણીએ ભાર આપીને કહ્યું. “ તે સેતાનની બંદી ઘણી ચાલાક છે. તે દલીપ તરફ ઉપરથી પ્રેમ દેખાડે છે, તેની સાથે લગ્ન કરવાનું પણ કહ્યું છે, અને તે નાદાન પણ તેની વાત પર વિશ્વાસ કરી ગયો છે. પરંતુ તે દગાબાજ ડાકણનું હૃદય હું જાણું છું દલીપે ખુન નથી કર્યું. ”

“ત્યારે કોની પાસે ખુન કરાવ્યાનું સમજો છો ?”

“ લલીતા, લલીતા! લલીતા પ્રસાદનેજ તેણી ચાહે છે, તેને માટે પ્રાણ આપે છે, હું સારી પેઠે જાણું છું. તેની પાસેજ મારા સ્વામીનું ખુન કરાવ્યું છે.”

આ વાત સાંભળી અક્ષયબાબુની અજાયબી છેલ્લી હદ પર પહોંચી ગઈ. તે હેરત થઇને સ્ત્રીની તરફ જોઇ રહ્યા. તેવણે મ્હોડામાંથી એક શબ્દ વટીક કાઢયો નહીં. જરાવારે તે સ્ત્રી બોલી.

“ હું હવે જાઉં છું. જુઓ બાબુજી! જો તે ભાગી ગઇ તો મારા સ્વામીનું ખુન તમારી ગરદન પર સમજજો. મારો શ્રાપ તમારીપર રહેશે.

અક્ષયબાબુ કાંઇ બોલે તે પહેલા તેણી દીવાનખાનું છોડી ગઇ. ડીટેકટીવ બાબુ આ વાતોથી અજબજ નહીં થયાં, એ પણ સ્તબ્ધ થઇ ગયાં, તે મનમાં બોલ્યા:—

“ સંસારમાં મનુષ્ય ધારે છે તે સઘળું ખરૂંજ નથી હોતું. હજુરીમલને આખું શહેર પવિત્ર અને ધર્માત્મા તરીકે ઓળખતું હતું; પરંતુ આ બદમાશ બુઢો સઘળાની આંખોમાં ધુળ નાખીને ભીતરમાં ભયાનક ખેલ ખેલતો હતો. તે લોંડી સંગાથી મળતો હતો! છિઃ છિઃ વળી છેવટે તેને લઇને બીજાના રૂપીઆ સાથે દેશ છોડીને નાશી જતો હતો. મેં જે કાંઇ સમજ્યું હતું તે આજની વાતોથી ઉલટાઇ ગયું. ખેર, પરંતુ તે સ્ત્રીની વાત ઉપર પણ એમ વિશ્વાસ

ફરી લેવો ઠીક નહીં. એક સ્ત્રી ઉશ્કેરાઈ જવા પછી શું નથી કરતી, અને કહેતી? જોઇએ છે હવે શું થાય છે."

કેટલાક નવા વિચારો ભેજામાં ભરી ડીટેકટીવ અક્ષયબાબુ લાલતા પ્રસાદને મળવા માટે ચાલ્યા. પ્રથમ તો તેમને જોતાં લાલતાપ્રસાદ ચમક્યો, ચ્હેરો ફીક્કો થઇ ગયો પણ તરત સાવધ થઇને બોલ્યો.

"આવો, આવો બાબુજી! આજે વળી શું?"

"શું કહું?" અક્ષયબાબુ બેઠક લેતા બોલ્યા "આજે તો હજુરીમલજીની સ્ત્રી સાથે મુલાકાત થઇ ગઇ."

એટલું સાંભળતાંજ લાલતાની શુદ્ધ હાથથી જવા લાગી, તે ઉઠીને "આવો આ કોટડીમાં આવો" કહીને ચાલ્યો.

બન્ને પાસેની કોટડીમાં જઇ બેઠા, લાલતા સાંભળવાની ઇચ્છાથી સામે જોઇ રહ્યો, અક્ષયબાબુ ગંભીર ભાવથી બોલ્યા. "આજે હજુરીમલ સાહેબની સ્ત્રી સાથે ભેટ થઇ છે"

લાલતા ચુપ રહ્યો. ડિટેકટીવે ચલાવ્યું: "તેનાથી જણાયું કે હજુરીમલજી બુઢા હતા, પણ તેમનું મન બુઢ્ઢું ન્હોતું, તેમનામાં ઘણાં ગુણ હતા."

"શુ શું જાણવામાં આવ્યા?"

"જાણવામાં આવ્યું કે ગંગાની પાછળ તે દીવાના બન્યા હતા."

"જુઠી વાત છે" લાલતા ઉશ્કેરાઇને ઉભો થઇ ગયો. પછી જરા શાન્ત થઇને બેઠો ને બોલ્યો. "તે ઇર્ષાથી એવું કહે છે. તેની એક પણ વાત સાચી નથી."

"અને સાંભળ્યું છે કે, તે ગંગા તમારે માટે મરે છે." અક્ષયબાબુએ આ શબ્દો ધીમેથી સેરવી આપ્યા.

આ સાંભળતા લાલતાનો ચ્હેરો ગુસ્સાથી લાલ ભુંડ થઇ ગયો. તે બોમ્બ ફાટ્યો હોયની! તેવી ગર્જના કરી ઉઠ્યો. "તો શું તમે અહીં મારી બેઇજ્જતી કરવા આવ્યા છો?"

"તેમ કરવાથી મને ફાયદો શું છે?" ડીટેકટીવે તેના ગુસ્સાની દરકાર કર્યા વગર ગંભીર ભાવથી કહ્યું. "મેં તો એમ પણ સાંભળ્યું છે કે, દલીપદાસની સાથે ગંગાના લગ્ન થવાની વાત નક્કી થયેલી છે."

લાલતાએ જીભને તાળવાથી લગાડી 'ડચ્ચકાર' કર્યો ને કાંઇ કહેવા જતો હતો, પણ અક્ષયબાબુને પોતા તરફ કરડી નજરથી તાકી રહેલા જોઇ તે ચુપ રહ્યો.

"તમે ગંગાને ચાહો છો?" અક્ષયબાબુએ પુછ્યું.

હવે લાલતા ક્રોધને કાબુમાં રાખી શક્યો નહીં. તે જનુનથી પોકારી " તમે હમણાં ને હમણાં અહીંથી નીકળી જાઓ ! હું તમારા સાથે કાંઇપણ વાત કરવા નથી ચાહતો. "

" હા, જો હું પણ ન ચાહતો હતે તો ઉઠી જતે. " અક્ષય બાબુ પુર ગંભીરતાથી બોલ્યા. " મારી ખાત્રી છે કે, ગંગા આ ખુનમાં સામેલ છે. "

" બીલકુલ જુઠી વાત છે, "

" હશે, તો શું કામ તે રાતના છુપી રીતે હજુરીમલની સાથે મળ્યા કરતી હતી ? "

આ સાંભળ-તાંજ લાલતા વાઘની માફક કુદીને અક્ષયબાબુની ઉપર તુટી પડયો, અને ઝડપથી તેની ગરદન પકડી લીધી. અક્ષયબાબુ ક્યાં કમજોર મુર્તિ હતી. તેણે એક ધક્કા સાથે છુટા થઇને લાલતાને એવી ઝોંક આપી કે તે પડયો તો નહીં પણ પરસેવાથી તરબોળ થઇ ગયો.

" લલીતબાબુ ! " અક્ષયબાબુ હસીને બોલ્યા " જરા સમજીને જોર બતાવો. ખેર તમે તો કાંઇ નથી બતાવતાં તોપણ હું સમજી ગયો કે, તમે ગંગાને બહુચાહો છો. "

લલતાને શ્વાસ ચડી આવ્યો હતો, તે જરા શાન્ત થવા પછી બોલ્યો.

" હા, હા. હું તેને ચહું છું. તે હજુરીમલને અંતઃકરણથી ધિક્કારતી હતી અને દુલાપદાસ તરફ સ્નેહના દ્રષ્ટિથી જોતી નથી. "

" હા. તજ તો હું કહી રહ્યો હતો, તે તમોને પણ હૃદયથી નથી ચાહતી—"

" જુઠી વાત છે ! બીલકુલ જુઠી—"

" સાચુ જુઠુ તમે જાણો, હું તો એ જાણવા માગું છું કે, આ ખુનમાં તેનો હાથ છે યા નહીં ? "

" આપ તેને મળશો ? "

" જરૂર. " કહીને અક્ષયબાબુ ત્યાંથી ચાલતા થયા. લાલતાપ્રસાદે તેમની પાછળ જવા ઇચ્છયું; પરંતુ તે વિચાર ઠીક ન જણાતાં એક ચીઠી લખીને નોકરના હાથમાં આપી અને તેના કાનમાં કાંઇક કહીને ઝટપટ રવાના કરી દીધો.

" તેને તક આપવી ઠીક નહીં. " અક્ષયબાબુ બહાર નીકળીને મનમાં બબડયા. " આ વખતેજ મારે ચંદનનગર જવું જોઇએ. "

એક ગાડી ભાડે કરીને તે હાવરા સ્ટેશન પહોંચ્યા. ત્યાં જણાયું કે અરધા કલાક પછી એક ગાડી છુટવાની છે.

# પ્રકરણ ૧૩ મું.

## ચંદનનગરમાં ડિટેકટીવ–ખુલતો જતો ભેદ.

અક્ષયબાબુએ ચન્દનનગર પહોંચીને જોયું તો એક માણસ હાથમાં કાગળ લઇને હજુરીમલના મકાન તરફ ઉતાવળે પગલે જતો હતો. તે મનમાં બોલ્યા "લાલતાપ્રસાદ ગધેડો નથી જણાતો. તેણે મારા પહોંચવા અગાઉ ગંગાને સાવચેત કરી આપવા ચીઠી લખીને માણસ મોકલી આપ્યો છે. ઠીક જોઇશું, તેની દોડ પણ કેટલી છે?"

હજુરીમલના મકાનપર પહોંચતા અક્ષયબાબુએ ગંગાને મળવા માગ્યું. નોકર ચાકરો તેને પ્રથમથીજ ઓળખી ગયા હતા. અક્ષયબાબુએ બધાને ધમકાવીને કહ્યું. "જુઓ બચ્ચાજી, મારા આવવાની કોઇને ખબર આપશો તો યાદ રાખો બધાને હાથકડી ભરીને ઉપાડી જઇશ. માત્ર ગંગાને તમારા માંહેનો એક અહીં બોલાવી લાવો."

એક નોકર ચુપાચુપ અંદર ગયો. થોડીવારમાં ગંગા ડીટેકટીવની સામે આવી, શરમાતી શરમાતી હસીને બોલી. "ખુની પકડાઇ ગયો જણાય છે અને તેજ ખબર અમોને આપવા માટે આપ આવ્યા છો."

"નહીં, ખુની હજુ પકડાયો નથી, એટલા માટે તો તમારી પાસે આવ્યો છું."

"મારી પાસે! મારી પાસે શું કામ?" ગંગા ચમકીને બોલી.

"તું જાણે છે કે હજુરીમલ પર કોનો ગુસ્સો હતો?"

"હું શું જાણું?"

"તું છુપી રીતે રાત્રે તેને મળવા જતી હતી."

"હું! મળવા જતી હતી?"

"હા, હા! તું! ઘુંઘટ કહાડીને જતી હતી. આ અંગુઠીથીજ તું પકડાઇ ગઇ છો."

"કેમ, આ અંગુઠીથી શું?" ગંગાએ અંગુઠી તરફ જોઇ અજાયબીથી કહ્યું "અંગુઠી તો મેં બે દીવસ થયાજ પહેરી છે."

અહીં ડીટેકટીવને ચક્કર આવ્યા, તે વિચારમાં પડયા. "તો શું ખરેખર તે હજુરીમલ પાસે ન્હોતી ગઇ!" ગંગા તરફ ફરીને "જે રાત્રે હજુરીમલ માર્યા ગયા તે રાત્રે એક સ્ત્રી નવ વાગ્યા પછી મળવા ગઇ હતી."

"હું નથી ગઇ, જરા બેસો હું જમુનાને બોલાવી લાવું."

કહીને ગંગા ઝડપથી અંદર ચાલી ગઇ. અક્ષયબાબુ મનમાં બોલ્યા; " ભાગી તો નથી ગઇને! પણ ભાગીને જશે કયાં ? ખેર, અગર તેણે ખુન નથી કર્યું તો પણ જેણે ખુન કર્યું છે તેને તો ઓળખે છે. હજારો મામલા જોયા પણ આવો પેચદાર કોઇ જોયો ન્હોતો. પેલો પાજી બુઢ્ઢો તો ગયો, સાથે મને પણ આફતમાં નાખી ગયો."

એટલામાં જમુનાને લઇને ગંગા આવી પહોંચી. તે બોલી. " જમુનાને પુછી જુઓ, આ અંગુઠી બે ત્રણ મહીના થયા મારા હાથમાં ન્હોતી "

જમુનાએ ચકિત થઇ એકવાર ગંગા તરફ અને પછી અક્ષય બાબુ તરફ જોયું. પછી ધીરેથી બોલી. " કેમ ! અંગુઠીની શું વાત છે ?"

" બાબુજી કહે છે કે, અંગુઠી મારા હાથમાં હતી. " ગંગાએ કહ્યું.

" નહીં આ અંગુઠી તો ગંગાના હાથમાંથી બગીચામાં પડી ગઇ હતી " જમુના નરમીથી બોલી ' લગભગ બે મહીના સુધી મળતી ન્હોતી સઘળા શોધી શોધીને થાકી ગયા, પણ છેલ્લા દસ પંદર દીવસ પર મારે હાથ લાગી ત્યારથી હું પહેરતી હતી. ગંગાને આપતી હતી તો તેણે કહ્યું કે ' તે તારા હાથમાંજ શોભશે ' કહીને લીધી નહીં. છેવટે ત્રણ ચાર દીવસથી મેં તેને આપી દીધી છે. "

" જમુના ! " અક્ષયબાબુ ગંભીર થઇને બોલ્યા. " જે રાત્રે હજુરીમલનું ખુન થયું તે રાત્રે એક સ્ત્રી તેમને મળવા ગઇ હતી, નોકરોએ તેના હાથમાં આ અંગુઠી જોઇ હતી, તો શું તુંજ તે રાત્રે કલકતા ગઇ હતી ? "

જમુનાએ કાંઇ પણ જવાબ ન આપતાં ચુપ ઉભી. અક્ષયબાબુ હવે કરડાઇથી કહ્યું. " ચુપ રહેવું નહીં ચાલે, મારા પ્રશ્નનો બરાબર જવાબ દે. "

" હું—હું ! હા, હું—" જમુના કાંપતી જીભે બોલી.

" સ્પષ્ટ કહે. શું હું ? "

" હું ગઇ હતી. "

" તેં એક વખત ખોટી વાત કહી હતી. ખરૂં કહે, શું વાત છે ? "

" હા, હુંજ તે રાત્રે મળવા ગઇ હતી. " તે ગદ્દગદ્દ કંઠે બોલી. તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં હતાં.

" તે સ્ત્રી તુંજ હતી ? " અક્ષયબાબુ ઉશ્કેરાઇને બોલ્યા.

હવે જમુના કાંઇ પણ જવાબ આપી શકી નહીં. તેનું આખું શરીર લકવો થયો હોય તેમ કાંપવા લાગ્યું, તે બેશુદ્ધ થઇ પડી જતી

હતી! એટલામાં ગંગાએ તેને પકડી લીધી અને તે તેને બીજા ઓરડામાં લઇ જવાનું કરતી હતી કે, અક્ષયબાબુએ ગડગડાટ કર્યો: "ઉભી રહો."

બંને ઉભી રહી, પાછી ફરીને કોચ પર બેસી ગઇ. ગંગા બોલી. "જુઓ, તમે ભુલતા હતા કની ? મારા હાથમાં એ અંગુઠી ન્હોતી, તેમ ન તો હું કલકતામાં હજુરીમલ્લ સાહેબને મળવા ગઇ હતી."

"સારૂં હમણા તારી પાસે લાલ્લતાપ્રતાદ તરફથી જે ચીઠી આવી છે તેને હું જોવા માગું છું." અક્ષયબાબુએ દમામથી કહ્યું.

ગંગાએ પ્રથમ તો તેમની તરફ અજાયબીથી ડાચું વકાસી જોયું, પછી ભવાં ચડાવી બોલી. "તમે કેમ જાણ્યુ કે તેણે ચીઠી મોકલી છે ?"

ડીટેક્ટીવ બાબુએ હસીને કહ્યું. "અમોને ઘણી ઘણી છુપી વાતોની ખબર પડે છે. જેની સાથે ચીઠી આવી તે મારી સાથેજ ટ્રેનમાં અહીં આવ્યો છે."

ગંગાનું મ્હોડું લાલ થઇ ગયું, તે ગર્દન હલાવી, માથુ ઝંઝેડતી કરડાઇથી બોલી "હા, ચીઠી તો મળી છે, કેમ?"

"તે મને બતાવો."

"મેં તે વખતેજ વાંચીને ફાડી નાખી."

"કયાં ફેંકી છે, ચાલ બતાવ."

"તે તો મેં બાળી નાખી છે."

"જો, એમ જુઠું નહીં બોલ, તે મને બતાવવીજ પડશે.

"હું કદીપણ નહીં બતાવું.

"ત્યારે તો તેમાં કાંઇ ખુનની વાત છે,"

"તો શું તમો એમ સમજો છો કે, મેં ખુન કર્યું છે ?"

"હમણાં એટલું બધું તો નહીં, પણ થોડું ઘણું સમજુ છું કે, ખુનીને તું ઓળખે છે !"

"ખોટી વાત છે"

"નહિં, નહિ, ખોટી વાત નથી." જમુના જે આટલીવાર સુધી ચુપચાપ બેઠી હતી તે ગંગાના છેલ્લા શબ્દો સાંભળતાંજ જુસ્સાથી ગરદન ઉંચી કરી દ્રઢતાથી બોલી ઉઠી

અક્ષયબાબુએ ઝડપથી જમુના અને ગંગા તરફ જોયું. ચ્હેરા પરથી સમજાયું કે જમુનાની વાતથી પ્રથમ તો ગંગા અજબ થઇ. પછી તેના ભ્રમર જેવા અણીઆળી આંખોમાં જવાળામુખીના માફક

અગ્નિ ભભુકી ઉઠયો, ગુસ્સાથી ચ્હેરો લાલ થઇ ગયો, ઝનુનથી શરીર કંપવા લાગ્યું. પરંતુ તેણે હોઠપર હોઠ દબાવી ગુસ્સાને રોકયો અને જમુનાના માથાને ધીમેથી હચમચાવતાં બોલી. " તારૂં મગજ ખરાબ થઇ ગયું છે, જમુના ? "

" ખરાબ શું થશે ? " જમુનાએ હવે માથુ ઉંચકયું અને પછી નીચું જોઇને બોલી. " તારા માટે થઇને હું બધા દોષ મારા માથા પર ઓઢીશ. લોકો મને ખુની સમજે છે. હું તને ઘણાં વ્હાલથી ચાહતી હતી, તેથી કોઇ વાત બહાર ન્હોતી પાડી, પણ હવે સહન નથી થતું. માસી તારે માટે જે વાત કહેતી હતી તે સઘળી ખરી પડેલી હું જોઉં છું. "

" માસી શું કહેતી હતી ? કઇ વાત તેં ખરી પડેલી જોઈ ? " ગંગા ગર્જના કરી ઉઠી.

આવી રીતે પરસ્પરના ઝઘડાથી ડીટેકટીવની છાતી ખુશાલીથી ખીલવા લાગી. તે મનમાં બોલ્યા. " હવે કંઇક બીનરનો ભેદ મળશે. "

" માસી ઘણાં દીવસથી તને જાણે છે. " જમુનાએ હજુ પણ નીચી મુંડીએ ચલાવ્યું. " માસાજી તારા બાપની ઉમરના અને તું તેની સાથે—"

" જો જમુના ! " ગંગાને ઉપલા શબ્દો તીરની માફક લાગ્યા. તે ઝનુનથી પોકારી ઉઠી. " મ્હોડું સંભાળીને વાત કર ! નહીં તો પરીણામ સારૂં નથી. "

" જો ગંગા. " જમુના હવે ગુસ્સાથી ઉભી થઇને બોલી. " હું તને બહુ ચાહતી હતી અને તેથીજ આટલું સહન કર્યું; હવે નહીં. બસ હવે નહીં સહન કરૂં ! હું પહેલાં ન્હોતી જાણતી કે તું આવી—"

ગંગા વળી વચમાં બોલી ઉઠી. " હું તે રાત્રે હજુરીમલને મળવા માટે કલકતા ન્હોતી ગઇ. "

" હા. તે રાત્રે નહીં ગઇ તો શું થયું ? " જમુના શાન્ત ભાવથી બોલી. " પણ તું બરાબર ત્યાં ગયા કરતી. હમેશ નહીં તો એકાદ બે દીવસને અંતરે તો જતીજ હતી, અને કોઇ અંગુઠી ઓળખી કાઢે તેવી બીકથી તેને તેં ઇરાદા પુર્વક ખોઇ નાખી હતી. શું એટલું હું નથી સમજતી ? તેં પ્રસંગ જોઇને અંગુઠી મારા હાથમાં પહેરાવી દીધી હતી. "

" હું જોઉં છું તારૂં મગજ ખરાબ—"

"મગજ એટલો બધો ખરાબ નથી થયો." જમુના જુસ્સાથી બોલી ઉઠી. "તેંજ તે દીવસે જગીયાને તેમની સાથે મળવા માટે રાત્રે મોકલી હતી."

"જુઠું છે! હડહડતું જુઠું! એકદમ."

એટલું કહીને ગંગા, અક્ષયબાબુ તેને રોકે તે પહેલાં બહાર નીકળી ગઇ. તેઓએ તેની પાછળ જવા ઇચ્છયું, પણ અટકી ગયા.

થોડીવાર જમુનાની તરફ જોઇ રહ્યા પછી અક્ષયબાબુ બોલ્યાઃ- "તેં કેમ જાણ્યું કે, ગંગાએ જગીયાને હજુરીમલની પાસે મોકલી હતી?"

"જે કપડાં તેણે પહેર્યાં હતા તે ગંગાનાં હતાં" જમુના ધીરે ધીરે બોલી. "તે દીવસે પણ તેજ કપડાં તેણીએ પહેર્યાં હતાં. નિ:સંદેહ તેણે પોતાના કપડાં જગીયાને પહેરાવી તેને માસાજી પાસે મોકલી હતી."

"બરાબર વાત છે, બરાબર! સમજી ગયો!" અક્ષયબાબુના મ્હોડેથી આ શબ્દો સાંભળી જમુના તેના ચ્હેરા તરફ જોઇ રહી.

"હવે હું સમજી ગયો" અક્ષયબાબુએ ચલાવ્યું. "રાણીગલીમાં હજુરીમલ સાથે મળવાની ગોઠવણ ગંગા માટે હતી, અને લાલાજીએ તેની સાથે ભાગવા માટે મુંબઇની બે ટીકીટો ખરીદી હતી, પણ કોઇ ચોક્કસ કારણથી તે પોતે નહીં જતાં પોતાના કપડાં પહેરાવીને જગીયાને મોકલી તેમ કરવાનો હેતુ એ હતો કે રાત વખતે કપડાં જોઇને હજુરીમલ ભુલાવામાં પડીને સમજે કે તે ગંગાજ આવી છે—"

આ વાતો અક્ષયબાબુ આપમેળે બકી રહ્યા હતા; જમુના ચુપચાપ ઉભી હતી, એકદમ અક્ષયબાબુ ચુપ થયા અને મનમાં બોલ્યા. "આટલે મોટેથી આ બધું બકવુ ઠીક નથી" પછી જમુના તરફ ફરીને "હું બેચાર વધુ વાતો તને પુછીશ."

"પુછો" જમુના ધીરેથી બોલી.

અક્ષયબાબુ બે પળ જમુનાની તરફ એક દ્રષ્ટિએ ટીકીને જોઇ રહ્યા પછી ગંભીરપણે બોલ્યા "તેં કબુલ કર્યું કે, તે રાત્રે તું હજુરીમલજીને મળવા ગઇ હતી?"

"હા. જમુના આચકાતી જીભે બોલી.

"સારૂં. તું શા માટે ગઇ હતી, તે ખુલે ખુલ્લું કહી દે."

જમુના ચુપ રહી. અક્ષયબાબુએ ફરીથી કહ્યું. "છુપાવવાથી તું મુશ્કલીમાં આવી પડશે."

જમુનાએ બીજી વખત પણ જવાબ ન આપ્યો. અક્ષયબાબુ કડક થઈને બોલ્યા; "સઘળી વાત સ્પષ્ટ અને સ્વીસ્તર નહીં કરે, તો તનેજ મારે ખુનના અપરાધ માટે પકડવી જોઈશે."

"હું ખુનની કાંઇપણ વાત જાણુતી નથી." જમુનાએ ધીમે અવાજે કહ્યું.

"તે રાત્રે હજુરીમલને મળવા જવામાં તારો શું હેતુ હતો તે કહી આપ."

"તે વાત હું કોઇ પ્રકારે નહીં કહું."

"જો હું તને એક વખત ફરીથી ચેતવણી આપું છું; નહીં કહેવાથી તું આફતમાં પડશે."

"આફત હાવે તેટલી મોટી હો, ભયંકર હો, પણ તે વાત હું કદી કહેવાની નથી. જીવતા જીવતતો નહીંજ કહું" જમુના દ્રઢતાથી બોલી.

ડીટેકટીવને સહજમાં તો ગુસ્સો આવતો નથી, પરંતુ અત્યારે અક્ષયબાબુને આ બાલીકાની દ્રઢતા પર ગુસ્સો આવ્યા વગર રહ્યો નહીં. તેઓએ કહ્યું "હું હજી પણ તને તક આપું છું પછી હું પાછો મળીશ, અને છેવટે જતાં જતાં એકવાર ફરીથી કહું છું કે, તારૂં હિત ઇચ્છતી હોયતો કહી દે."

"પ્રાણ રહેતા સુધી તો નહીંજ!" જમુનાએ એજ દ્રઢતાથી જવાબ આપ્યો.

"સારૂં. પાછો હું તને મળીશ, ખુબ વિચાર કરજે, જાણી બુઝીને આગમાં પડવું સારૂં નથી."

એટલું કહી અક્ષયબાબુ ત્યાંથી નીકળી ગયા. બહાર આવીને મનમાં બબડવા લાગ્યા; ', આવી ખરાબ સ્ત્રી કદી જોઇ નહીં. ખુનમાં તેણી સામેલ નથી. પણ વાત સઘળી જાણે છે, વળી આ બધી બદમાશીની જડ કમબખ્ત ગંગા છે. ખેર ઘણો ખરો ભેદ તો જાણવામાં આવી ગયો છે, જે બાકી છે તે પણ હવે જલદીથી પ્રગટ થઇ જશે."

# પ્રકરણ ૧૪ મું.

## મસલત, મતભેદ અને મુંઝવણ.

અક્ષયબાબુએ ત્યાંથી બહાર નીકળી મનમાં ને મનમાં સધીયારો તો લીધો, પરંતુ સ્ટેશન પર આવીને ગાડીમાં બેઠા પછી તેમના મનમાં ચિન્તા થઇ કે, આટલા દિવસ પસાર થઇ ગયા છતાં હજી

આ ખુનનો કાંઇ કુલ કિનારો આવ્યો નહિ, વિગેરે વિચારોમાં ગુંચવાતા તે કલકત્તા પહોંચી નવીનબાબુને મળવા માટે તેમના મકાન પર ગયા. નવીનબાબુ પણ કેટલાક દીવસથી અક્ષયબાબુ નહીં મળેલા હોવાથી તેમની રાહ જોતા હતા. અક્ષયબાબુ ફુરશી પર બેઠા, ચ્હેરો જોતાંજ ડીટેકટીવ વાર્તા લેખકે પુછ્યું.

" કેમ ! તબીયત રંજમાં છે, કાંઇ નવી વાત છે શું ? "

અક્ષયબાબુ આંખો મીંચીને બેઠા હતા. તેણે બંધ આંખોએજ જવાબ આપ્યો. " કાંઇજ નહીં, બધું ધાર્યું કર્યું નાશ થઇ ગયું."

" આપની વાત મારી સમજમાં નથી આવતી !" નવીનબાબુ અજબ થતાં બોલ્યા.

" સમજમાં આવવા લાયક પણ નથી. " અક્ષયબાબુએ ગંભીરાઇથી જણાવ્યું.

" સારૂં, પણ હવે બધું ખુલાસાથી કહો."

" ખુલાસાથી શું કહું, કપાળ ?"

" અરે ! આપ એટલા બધા નારાજ કોની ઉપર થયા છો ?"

" મારા પોતા ઉપર, બીજા કોની ? "

" તો સમજાય છે કે, આપ આ ખુનમાં કાંઇ પણ નહીં કરી શકો, હારી બેઠા."

" સારૂં, આપે ડીટેકટીવ વાર્તાઓ તો ઘણી લખી છે, " અક્ષયબાબુ ટટાર થઇને બોલ્યા." " આ ખુનમાં આજ સુધી જે કાંઇ થયું છે, સમજો કે ત્યાં સુધી આપે આપની વાર્તામાં લખ્યું છે. હવે તે પછી શું લખશો અને તેનું છેવટ કેમ લાવશો તે કહો તો ? જોઇએ કે, વિધાતાની વાર્તાથી આપની વાર્તાની રચના કેટલી મળતી આવે છે ?"

" જ્યારે આપ જેવા ચતુર ડિટેકટીવે હાર ખાઇ લીધી. " નવીનબાબુ હસીને બોલ્યા. " ત્યારે આ ખુનનો ભેદ કદી જાહેરમાં નહીં આવે. "

" તો શું આપની વાર્તા પણ એટલેજ સુધી થશે ?"

" હું તો કંઇ દીવસોથી હારીને બેઠો છું "

" પણ સાહેબ, આપ તો એ બધું શોખને ખાતર કરો છો, હું હારીને બેસું તો મને છોડી કોણ દેશે ? હું તો છોડું પણ આ સામખો મને ક્યાં છોડે તેમ હતો ?"

" ખેર, તો શું શું કર્યું, તે કહો."

"લાલતા અને અમીચંદને મળ્યો."

"તેમની પાસેથી શું જાણ્યું તે સમજાવો."

"જુઓ, ઉતાવળા ન થાઓ, સઘળું સાંભળવું છે તો ધીરે ધીરે સાંભળો. ગંગા અને જમુનાને પણ મળી આવ્યો છું"

આ સાંભળતાંજ નવીનબાબુનું કહેજું ફડકી ઉઠયું. તે કાંઈ કહેવા જતા હતા, પણ અક્ષયબાબુ કુરશી પર લાંબા પગ કરી માથું ટેકવી, બંધ આંખોએ ચુપચાપ શ્વાસ બોલાવતા પડયા હતા આ રીતે તેની પર ઉંઘનો ગલબો જોઈ નવીનબાબુ હસતાં હસતાં બોલ્યા; "મેં તો કાંઈ નથી કહ્યું—"

અક્ષયબાબુએ આંખો ન ખોલી, એજ સ્થિતિમાં પડયા પડયા તે બોલ્યા. "પ્રથમ અમે કાંઈ જાણતા નહોતા. જાણતા હતા તે એટલુંજ કે, શહેરમાં એક રાતે લગભગ એકજ વખતે એક પુરૂષ ને એક સ્ત્રીનું ખુન થઈ ગયું છે. પછી જણાયું કે, તેમાંથી એક હજુરીમલ અને બીજી તેની દાસી જગેસરી ઉર્ફે જગીયા હતી. બીજું શું જોયું—"

"સિંદુરથી રંગેલી હનુમાનની મુર્તિ!" નવીનબાબુ બોલી ઉઠયા.

"ચુપ રહો, ચુપ" અક્ષયબાબુએ ખીજવાઈને કહ્યું. નવીનબાબુ ચુપ રહ્યા. અક્ષયબાબુ પાછા કહેવા લાગ્યા. "પછી હજુરીમલના ઘરમાં ચાર સ્ત્રીઓ જોઈ, એક તેમની સ્ત્રી, બીજી જમુના, ત્રીજી ગંગા, ચોથી એક દાસી જગીયા. છેલ્લી ત્રણ નવયોવના સુંદરીઓ મળી. હજુરીમલના ખુનમાં ચાર પુરૂષો જોયા—લાલતાપ્રસાદ, અમીચંદ, દલીપદાસ અને ગુરૂ ગોવિંદસીંહ."

નવીનબાબુની જીભ વળી પાછી સળવળી, પણ ચુપ રહી ગયા. અક્ષયબાબુએ ચલાવ્યુ, "તો આ ખુનમાં ચાર મળ્યા પુરૂષ, ચાર સ્ત્રી અને ત્રણ ચીજ."

"કઈ કઈ ત્રણ ચીજ?" નવીનબાબુ હવે ચુપ રહી શકયા નહીં તે બોલી ઉઠયા.

અક્ષયબાબુના ભવાં તણાયાં, નવીનબાબુના પ્રશ્નનો જવાબ નહીં આપતાં જાણે પોતે વાત કર્યા જતા હોય તેમ બોલવા લાગ્યા. "અને ત્રણ ચીજો મળી. એક તો સીંદુરવાળી એ હનુમાનની મુર્તિ, બીજી દસ હજારની નોટ, ત્રીજી પ્રેમ, ઇર્ષા, દ્વેષ, કીનો."

"હનુમાનની મુર્તિજ ખુનનું કારણ છે." નવીનબાબુ વળી બોલી ઉઠયા, "પંજાબના પેલા સમ્પ્રદાયવાળાએજ ખુન કર્યું; તેમાં હવે કાંઈ શક નથી."

અક્ષયબાબુ હવે ઠીક થઇને ટટાર બેઠા પછી નવીનબાબુ તરફ આંખો કહાડીને બોલ્યા—"કેવી રીતે?"

"મને ખબર મળ્યા છે કે પંજાબમાં આવો એક સમ્પ્રદાય છે."

"સારૂં તો પછી?"

"તેનુંજ આ હનુમાનની મુર્તિ નિશાન છે."

"ખેર, પછી?"

"જ્યારે એ સમ્પ્રદાયવાળા પોતાની મંડળીવાળા ઉપર કોઇ કારણથી ગુસ્સે થાય છે. ત્યારે તેનું ખુન કરીને લાશની પાસે આવીજ એક હનુમાનની મુર્તિ છોડી જાય છે."

"તે માની લીધું કહો પછી?"

"બંને લાશની પાસેથી મુર્તિ મળી છે એ ઉપરથી ખુલ્લું સમજાય છે કે, બંને ખુનો સમ્પ્રદાયનાજ માણસે કર્યા છે."

"તો શું આપ સમજો છો કે, ગુરૂ ગોવિંદસિંહે ખુન કર્યાં?"

"હા, સમ્પ્રદાયના રૂપીયા લઇને ભાગી જતો હતો તેટલા માટે સમ્પ્રદાયના હુકમથી તેણે હજુરીમલનું ખુન કર્યું, પણ તેમની પાસેથી રૂપીયા નહીં મળ્યા."

"કેમ?" અક્ષયબાબુએ હસીને કહ્યું.

નવીનબાબુએ કહ્યું:—"હજુરીમલ ગંગા સાથે ભાગવાની ગોઠવણ કરીને રૂપીયા તેણીને આપી ચુકયો હતો. ગુરૂ ગોવિંદસિંહને રૂપીયા ન મળવાથી ગંગાની સાડી પહેરેલી જગીયા પાછળ દોડયો ગયો અને ત્યાં હજુરીમલનું ખુન પણ કરીને રૂપીયા લઇ ગયો."

"તો પછી જગીયાનું ખુન કેમ કર્યું?" અક્ષયબાબુએ હસીને કહ્યું.

"રૂપીયા લીધા હતા તેટલા માટે."

"સારૂ, તો ગોવિંદસિંહ રૂપીયા ગયા કહીને બુમો મારતો કેમ ફરે છે?"

"લોકોની આંખમાં ધુળ નાખવા માટે."

"અને હું કહું છુ કે, ગોવિંદસિંહને રૂપીયા દસ હજાર પાછા પહોંચાડી દેવામાં આવ્યા છે, તો?"

નવીનબાબુ આ સાંભળી અજાયબીથી ડોળા ફાડી અક્ષયબાબુના ચ્હેરા સામે જોઇ રહ્યા. અક્ષયબાબું હસવા લાગ્યા.

"આપે આ વાત પહેલાં તો ન કહી?" નવીનબાબુ બોલ્યા.

"પહેલાં સાંભળી હતી કયાં!"

" હવે કોની પાસેથી સાંભળી ? "

" અમીચંદ, લાલતાપ્રસાદ અને ખુદ ગુરૂ ગોવિંદસિંહ પાસેથી. "

" તે બધા શું કહે છે ? "

" કાલે રાત્રે એક માણસ ગોવિંદસિંહના મકાન પર એક કવર મુકી ગયો, તેની અંદર દસ હજારની નોટો હતી. "

" તે માણુમ કોણ હતો ? "

" ગોવિંદસિંહનો નોકર કહે છે કે, દરવાન જેવો હતો, કયાંથી આવ્યો તેમ પુછતા તેણે 'સઘળુ ચીઠીમાં લખ્યું છે, ગોવિંદસિંહને આપજો' કહીને ચાલ્યો ગયો. હવે કહો કોણે ખુન કર્યું ? "

" બહુ આશ્ચર્યની વાત! હું તો સમજું છું કે, આ સઘળું ગોવિંદસિંહનું રચેલું ચોગઠુ છે. "

" એ તમારી ભુલ છે. "

" તમેજ બતાવો, શું સમજ્યા છો ? "

" જો કે, ચોકસ નથી કર્યું, પણ તે રાત્રે ગંગા હજુરીમલને મળવાને ગઇ ન્હોતી "

" તો કોણ ગઇ હતી ? "

" ત્યાં જવાનું જમુના પોતે કબુલ કરે છે, પણ શા માટે ગઇ હતી તે કોઇ રીતે બતાવતી નથી જણાય છે કે, તે આ ચોરી અને ખુનની બધી હકીકત જાણે છે. "

" તો બતાવતી કાં નથી ? "

" તેણી કોઇને છુપાવે છે, હું તો કહું છું કે હજુરીમલની સ્ત્રીને ! "

" તો શું તમો એમ માનો છો કે, તેણે ખુન કર્યું ? "

" સમજવાથી શું બને ? સાબીતી જોઇએ. "

" પણ તેણી શા માટે ખુન કરે ? "

" ઇર્ષાથી બધું થઇ શકે છે, તે જાણતી હતી કે, ગંગાને લઇને તે ભાગે છે. "

" તો જગીયાનું ખુન કેમ કર્યું ? "

" સ્ત્રી ઇર્ષાથી શું નથી કરતી ? કોઇ પ્રકારે તેને ખબર મળી કે, ગંગા તેના સ્વામી સાથે મળવાની છે, એટલે બસ, તેની પાછળ ગઇ અને ગુસ્સાથી આંધળી બની હિત અહિતનો વિચાર કર્યા વગર છાતીમાં છરી ચલાવી દીધી. આ બનાવથી ભય પામીને જગીયા ત્યાંથી ભાગી અને હજુરીમલની સ્ત્રીએ તેની પાછળ પડીને તેનું પણ ખુન કરી નાખ્યું. "

" અને હનુમાનની મુર્તિ ? " નવીનબાબુએ કહ્યું.

" તેણી પંજાબના રહેવાવાળી છે અને એ સમ્પ્રદાયમાં દાખલ હોઇને તેની પાસે તે મુર્તિ જરૂર હતી. એક માણુસ તેમની સામે ખરાબ વર્તન ચલાવે તો તેનું ખુન કરવાનોજ એ મંડળનો નિયમ જણાય છે; તેથી બંનેના ખુન કરીને લાશની પાસે મુર્તિ રાખી દીધી હતી "

" પણુ ગાડીવાન તો એક પુરૂષ ને એક સ્ત્રીને બેસાડીને લઇ ગયાનું જણાવે છે ? "

" હજુરીમલની સ્ત્રી પોતાની મદદમાં એક પુરૂષને સાથે લાવી હતી, છરી એટલી ઉંડી બેઠેલી હતી કે, એક સ્ત્રીથી તેમ થઇ શકે નહીં આ ઉપરથી જણાય છે કે, આ ખુનમાં કોઇ પુરૂષ પણુ જોડાયેલો છે. "

" આપની સમજમાં તે પુરૂષ કોણુ હોવો એઇએ ? "

" તેના શોધમાં તો હું છું. " અક્ષયબાબુએ કહ્યું. " તે માણુસ ગોવિંદસિહ પણુ હોઇ શકે છે, તેણે એ સમ્પ્રદાયમાં પોતે હોવાનું કબુલ્યું છે, અને એક મંડળીના હોવાને લીધે હજુરીમલની સ્ત્રીએ અગર પોતાના ધણીના ખરાબ વર્તનની વાત ગોવિંદસિંહને કહી હોય તો જરૂર તે તેણીના સાથે રાણીગલીમાં ગયો અને ખુન કર્યું. જો એટલું માની લઇએ તો પછી રૂપીયા કોણે ચોર્યા ? "

" એ બધી વાતો બનાવટી છે, સંદેહ દુર કરવાની યુકિત માત્ર છે. " નવીનબાબુ બોલ્યા.

" અમીચંદે પોતાને હાથે એ નોટો તજોરીમાં રાખી હતી. "

" તેને સઘળાઓએ પોતાના પક્ષમાં લઇ લીધો છે. "

" તો શું રૂપીયા વગર હજુરીમલ ગંગાને લઇને નાશી જતો હતો ? કોઇ વાત સ્થિર નથી થતી. હુ જોઉં છુ કે, આ મામલામાં ખુબ મગજમારી કરવી પડશે." કહીને અક્ષયબાબુ ગુચવણોથી ઉશ્કેરાઇને ઉભા થઇ ગયા."

અક્ષયબાબુ નવીનબાબુને કંઇ કહેવા જતા હતા, તેટલામાં દલીપદાસ ઝડપથી ત્યાં આવી ઉભો. તેણે અક્ષયબાબુ તરફ જોઇને હાંફતાં હાંફતાં કહ્યું. " હું આપનેજ શોધતો શોધતો આવ્યો છું."

" હું તો હાજરજ છું." અક્ષયબાબુએ ગભીર ભાવથી કહ્યું.

" દલીપ ગુસ્સાથી બોલી ઉઠયો, સાહેબ, આપે મારી ગંગા સાથે કઇ હીંમતથી એવું વર્તન ચલાવ્યું ? "

" ઓહો ! " અક્ષયબાબુ હસીને બોલ્યા. " તેણીએ તમોને શું મને શિક્ષા કરવા માટે મોકલ્યા છે ? "

" નહીં, હું પોતે આવ્યો છું. " દલીપ જુસ્સાથી બોલ્યો- " આપને ખબર નથી કે તે મારી સ્ત્રી થશે ? "

" તે તો જાણું છું. "

" તો પછી કઇ હીંમત પર આપે તેનું અપમાન કર્યું ? "

" તેનું અપમાન નથી કર્યું, ફરજ સમજીને બેચાર વાતો માત્ર પુછી છે. "

મિત્ર સાથે અક્ષયબાબુનો ઝઘડો વધતો જોઇ નવીનબાબુ વચ્ચે પુરાયા. તેણે કહ્યું, " નહીં દલીપ ! અક્ષયબાબુએ જે કાંઇ પુછયું છે તે સરકારી રીત પ્રમાણે અગત્ય જણાતાંજ પુછેલું છે, તેમાં બીજી કોઇ વાત નથી. "

" તો તેઓ એમ સમજે છે કે, ગંગા તે ખુનમાં સામેલ છે ? "

અક્ષયબાબુએ ધીરેથી કહ્યું " તો તેણીએ પોતાના કપડા જગીયાને પહેરાવીને અંધી રાત્રે રાણીગલીમાં હજુરીમલને મળવા માટે કેમ મોકલી હતી ? "

" નહીં, નહીં ! ગંગાએ નથી મોકલી ! " દલીપ ગુસ્સાથી પોકારી ઉઠયો.

અમે અમારૂં કામ હમેશાં સાબેતી પર કરીએ છીએ. " અક્ષયબાબુએ એજ ઢબે ચલાવ્યું. " તેની સાબેતી જ્યારે મળી ગઇ, ત્યારે હવે અમે તમારી વાત કેમ માનીશું ? "

" તો આપ સમજો છો કે, આ બંને ખુન ગંગાએ કર્યા છે ? "

" નહીં, તે વાત હું નથી કહેતો, પણ અંદરનો ઘણો ભેદ તેણી જાણે છે. તેમ તો માનું છું. "

" જુઠી વાત છે ! " દલીપે ભાર આપીને કહ્યું.

" જુઠું કાંઇજ નથી, સાહેબ ! તે રાત્રે હજુરીમલને તેણીએજ મળવાનું હતું, અને તેણીની સાથેજ હજુરીમલ નાશી જવાનું નક્કી કરી ચુકયો હતો પણ ચોકસ કારણથી તે ગઇ નહીં, પોતાના કપડા પહેરાવીને જગીયાને મોકલી દીધી. "

" નહીં, તે બુઢા હજુરીમલની સાથે કેમ ભાગે ? તેણી તો મારી સાથે કરારાઇ ચુકી છે. "

" તમારી એક પૈસાની ઔકાત નહીં અને હજુરીમલ લાખોપતિ છે. "

દલીપ ગુસ્સાથી અધીર થઇને બોલ્યો. " અરે, હું સારી પેઠે

જાણું છું અને ગંગા પણ જાણે છે કે, હજુરીમલના રૂવાં પણ વેચાઇ ચુકયા હતા!"

"અને ગંગા આ વાત પણ જાણતી હતી કે," અક્ષયબાબુએ હસીને કહ્યું. "ખુનની રાત્રે હજુરીમલ પાસે દસ હજારની રકમ હતી!"

આ વાત પર કાન ન આપી દલીપ બોલ્યો,–"હું હમણાં પરવારતો હોવાથી આ મામલામાં જોડાવાની મેં ઇચ્છા દેખાડી હતી, પરંતુ હવે તો ખાત્રી રાખજો કે, ગંગા પરની બદનામી દુર કરવા માટે જીવ તોડીને પણ ખુનીનો પત્તો લગાવીશ:"

"ઇશ્વર તમને મદદ કરે, અમે તો એક રીતે થાકીને બેઠા છીએ" અક્ષયબાબુએ કહ્યું.

"હું ખુબ જાણું છું કે, કોણે આ ખુન કર્યાં છે." દલીપ ગુસ્સાથી બોલ્યો. તેને માટે તો હું સરત મારીને કહું છું કે, આ કામ પંજાબી સમ્પ્રદાય વાળાઓનુંજ છે અને હુ ઘણો જલદીથી પુરવાર કરી આપીશ કે, ગુરૂ ગોવિંદસિંહજ ખુની છે! આપ જોઇ લેજો."

એટલું કહી દલીપ ત્યાંથી ચાલ્યો ગયો. નવીનબાબુએ કહ્યું. દલીપ જે વાત કરી ગયો, તે મારા મગજમાં પણ છે."

"એ તો હું ઘણી વખત સાંભળી ચુકયો છું." અક્ષયબાબુ ગરમ થઇ બોલ્યા, "હું કહું છું કે, તે સમ્પ્રદાય સાથે આ ખુનનો કાંઇ પણ સબંધ નથી."

"કોઇ પણ વાત નક્કી થતી નથી." નવીનબાબુ નિરાશાથી બોલ્યા.

"એટલું કહી અક્ષયબાબુ ઉભા થયા, નવીનબાબુએ પણ વેશ બદલી લીધો અને બંને લાલતાપ્રસાદના બાપને મળવા માટે બહાર પડયા.

# પ્રકરણ ૧૫ મું.

## દસ હજારની નંબરી નોટોનો નવો ભેદ.

હજુરીમલના ખુનના દિવસે લાલતાપ્રસાદનો બાપ ગણેશમલ કલકત્તામાં ન્હોતો, કાશી તરફ ગયો હતો, તે હવે આવી ગયો છે. ડિટેકટીવ અક્ષયબાબુ આ પહેલાં તેની સાથે મળી શકયા ન્હોતા. આજે કાંઇ ભેદ મળવાની આશા વચ્ચે તેઓ નવીનબાબુને સાથે લઇને ગણેશમલની કોઠી પર જવા નીકળ્યા હતા.

કોઠીમાં જવા સાથેજ તેઓએ જોયું કે, ગણેશમલ પેઢીપર બેઠેલ છે. દેખાવ પરથીજ તે એક બુદ્ધિશાળી અને વ્યવહાર કુશળ મારવાડી બચ્ચો જણાયો. ઉમર ૫૦ વર્ષ ઉપરની જણાતી હતી. અક્ષયબાબુએ ચ્હેરા પરથી જાણી લીધું કે, આ જમાને ખાધેલ લુચ્ચાના પેટમાંથી કોઇપણ વાત બહાર કઢાવવી અશક્ય છે. આ બંનેને જોતાંજ તે બુઢાએ પ્રશ્ન કર્યો:–" તમો શું ચાહો છો ? "

અક્ષયબાબુએ પોતાની ઓળખ આપી એટલે તે ત્યાંથી ઉઠીને બોલ્યો. " સારૂં આપ અંદર આવો તો. "

ત્રણે જણાં એક એકાંત કોટડીમાં ગયા. ત્યાં બેઠક લેતાંજ બુઢાએ પુછ્યું–" શું હજુ સુધી તમોને ખુનનો પતો લાગ્યો નથી ? "

" ખુની પકડાયો નથી, પણ થોડો ઘણો ભેદ મળ્યો છે. " અક્ષયબાબુએ જવાબમાં કહ્યું.

" શું ભેદ મળ્યો છે ? " બુઢાએ આતુર ઢપે જાણવા માગ્યું.

" તે હું હમણાં આપને કહી શકતો નથી, અમારા લોકોની તે રીત નથી. "

" સારૂં, તો આપ મારી પાસે શુ હેતુથી આવ્યા છો ? "

" એકાદ વાત પુછવા આવ્યો છું. આપતો હજુરીમલને ઘણાં લાયક માણસ તરીકે જાણતા હતા કેમ ? "

" જરૂર ! સઘળા જાણતા હતા. "

" શું તેમનામાં કોઇ દોષ ન્હોતો ? "

" દુનિયામાં દોષ કોનામાં નથી ? "

" સારૂં, તો આપ બતાવો, તેનામાં શું દોષ હતો ? "

" શું આપ તેના દોષ શોધવા આવ્યા છો ? કઇ હીંમત પર મને તમે આ વાત પુછો છો ? " બુઢો ખીજવાટથી બોલ્યો

" એ મારૂં કામ છે. ખુનનું કારણ જાણ્યા સિવાય ખુની પકડાઇ શકતો નથી, હં, શું તે જુગારી હતા ? " અક્ષયબાબુએ તેના ખીજવાટની પરવાહ કર્યા વગર ઠંડા પેટે પાછો પ્રશ્ન ફેંક્યો.

" નહીં, તે સઘળી વાતો જુઠી છે ? "

" તે જુગારમાં સઘળું ગુમાવી બેઠા હતા ? "

" કયા સાહસથી આપ હજુરીમલ સામે આવો આક્ષેપ કરો છો ? "

" સાહસ તો સાબાતીથી છે. અગર તે જીવતા રહેતે તો દીવાળું નીકળતે. "

" તો આપ મારી પેઢીની બદનામી કરવા આવ્યા છો ? " બુઢો કાંઇક ગરમ થઇને બોલ્યો.

" હું ઘણો ખરો સાચો ભેદ જાણી ચુકયો છું." અક્ષયબાબુએ તેના ગુસ્સાની દરકાર નહીં કરતાં ચલાવ્યું. " એટલા માટે કહું છું કે, આપ તેના સંબંધમાં જે કાંઇ જાણો છો, તે મને કહી આપો."

" આપ પોલીસના માણુસ છો, આપને શું કહું ? " બુડાનો ચ્હેરો ક્રોધથી લાલ ભુંડ જેવો થઇ ગયો, તે આખો કાંપવા લાગ્યો. " જાઓ હવે મને કાંઇ ન પુછો, હું તમારી સાથે કોઇપણ વાત કરવા ઇચ્છતો નથી."

અક્ષયબાબુ ગંભીર ભાવથી બોલ્યા–" લ્યો, હુંજ કહી આપું છું. હજુરીમલ જુગારી હતા, જુગારમાં તેણે સઘળું ધન ગુમાવ્યું હતું, તેનામાં એક વધુ ગુણ પણ હતો. તે દેશ છોડીને ગંગાની સાથે ભાગવાની વેતરણુમાં હતા. ગોવિંદસિંહના દસ હજાર રૂપીયા તેની પાસે જમા હતા. તે લઇને ભાગતા હતા. ખુન નહીં હતે, તો તેજ રાતના તેઓ નાશી જતે."

" સઘળી જુઠી વાતો છે ?" બુઢો વધુ ઉસ્કેરાઇને બોલ્યો.

અક્ષયબાબુએ હવે તેની પાસેથી વધુ કાંઇ નહીં મળી શકે ધારીને ત્યાંથી ચાલતી પકડી. બહાર નીકળીને તેઓએ નવીનબાબુને કહ્યું:—

" આ બુઢો પણ હજુરીમલથી ઓછો બદમાશ નથી, કદાચ લેણદારોને થાપ આપવા માટે આ સઘળાઓએ મળીને હજુરીમલને આ દુનીયા પરથી વિદાય કરી દીધો હોય તો કોને ખબર ?"

" તેમ બનવા જોગ છે ?" નવીનબાબુ વિસ્મત થઇને બોલ્યા.

" બનવા જોગ કેમ ન હોય ?" અક્ષયબાબુએ ગંભીરપણે કહ્યું " તેઓ પર કરજ બહુ હતું, વડા ભાગીદાર હજુરીમલના નામ પરજ સઘળું દેવું હતું, થોડા દિવસમાંજ બધું પોકળ ખુલતાં તેને જેલમાં જવું પડત. આવી સ્થિતિમાં ઘણાં લોકો આપઘાત કરે છે અને ખુન પણ થાય છે. આ બુઢો એવો પાજી છે કે; તેણે કોઇ ગુન્ડા ભાડુતી ખુની સાથે બંદોબસ્ત કરીને, સામે ડોળા ઘુરકતી ભયંકર સ્થિતિમાંથી છટકી જવા હજુરીમલનું ખુન કરાવ્યું હોય તો તેમાં નવાઇ શું ?"

" અરે ! એમજ થયું ત્યારે તો આપણે આજ સુધી અંધારામાંજ ગોથા ખાધા ?"

" નહિં. હું તેમ કહેવામાં ખાત્રીપુર્વક નથી, આ બુઢાની

ચાલાકી અને રીતભાત પરથી કહું છું કે એમ બની શકે, પણ સાબીતી મળવી મુશકેલ છે."

"પરંતુ તેનો પત્તો તો મેળવવો જોઇએ. તેમ બની શકે છે."

"હા, તેમ કર્યા વગર છોડીશું થોડા !"

બંને ચાલતાં ચાલતાં ગોવિંદસીંહના મકાનપર પહોંચ્યા. સુભાગ્યે તે મકાન પરજ મળ્યો. અક્ષયબાબુએ તેને પુછ્યું:—

"નોટોના સંબંધમાં તમોને હું કાંઇક પુછવા માગું છું"

"પુછો, શું પુછો છો ?"

"જે દરવાન તમારા નોકરને ચીઠ્ઠીમાં નોટો આપી ગયો હતો તેને જોઇને તે ઓળખી શકશે ?"

"તે તો કહે છે કે, મોટી ઘટ્ટ દાઢી મુચ્છોથી તેનો ચ્હેરો વિકટ અને વિચિત્ર ઢંગનો બન્યો હતો. જણાય છે કે વેશ બદલીને આવ્યો હતો."

"તો તેને પકડયો કેમ નહિ ?" અક્ષયબાબુ બોલ્યા.

"એક મીનીટ પણ થોભ્યો નહીં, પકડે તે કેમ ?"

"સારૂં, એ નોટો મને બતાવો તો."

ગોવિંદસિંહે અંદર જઇને દસ નોટો લાવી અક્ષયબાબુના હાથમાં મુકી અક્ષયબાબુએ તે જોઇને પુછ્યું "આજ નોટો તમે હજુરીમલની પાસે રાખી હતી ?"

"જી, નહિં." ગોવિંદસિંહે કહ્યું.

"અરે ! ત્યારે આ કયાંથી આવી ?" અક્ષયબાબુએ અજબ થઇને પુછ્યું.

"તે હું નથી જાણતો. મેં જે નોટો તેમની પાસે અનામત રાખી હતી, તેના નંબર લખી રાખ્યા છે આ નોટો તે નથી."

"શું તે પૈકીની આમાં એક પણ નથી ?"

"જી, નહિ."

"ત્યારે આ આવી કયાંથી ?"

"હું શું કહું ? કોણ જાણે જેણે ચોરીહોય તેણે બદલી રાખી હોય અને બદલાવેલી નોટો ફેકી દીધી હોય."

"તો તેને પાછી આપવાની જરૂરત શું ?"

"કદાચ ભયથી પાછી ફેરવી હોય અથવા તો પાછળથી ચોરી કરવાના કામથી પસ્તાવો થઇને આમ કર્યું હોય ?"

" પરંતુ જેણે આ દસ હજાર રૂપીયા માટે થઇને બબ્બે ખુન કરી નાખ્યા, તે શું આવી રીતે પાછો આપી દે કે ? "

" આ ગુંચવણ ભર્યો મામલો મારી સમજમાં પણ આવી શકતો નથી. "

ગોવિંદસિંહ પાસેથી આ અને પ્રથમની નોટોના લખી રાખેલા નંબર ઉતારી લઇને અક્ષયબાબુ અને નવીનબાબુ બંને ત્યાંથી બહાર નીકળ્યા. રસ્તામાં નવીનબાબુએ પુછ્યું:—

" આ નોટોના સંબંધમાં તમો શું ધારો છો ? "

" હમણા મેં કાંઇ પણ નથી ધાર્યું. પણ નોટોને કોણે વટાવી બદલાવી હતી તે હજુ સુધી જણાતું નથી. "

" હું તો ધારૂં છું કે કોઇએ નથી બદલાવી. " નવીનબાબુએ જણાવ્યું.

" તો એવો દાતાર કોણ છે જે ઘરમાંથી દસ હજાર આપી જાય ? "

" શું ખબર કે ગોવિંદસિંહની બધી યુક્તિ હોય ? "

" નવીનબાબુ ! આ કાંઇ બેઠા બેઠા વાર્તા નથી લખવી ! આમાં મોટા મોટા પેચ છે. મામલો ધીરે ધીરે વધુને વધુ મુશ્કેલ થતો જાય છે. હશે જે હોય તે; હું તમોને એક કામ સોંપવા માગું છું. "

" બોલો, શું સોંપો છો ? "

" આ નોટો કોઇએ વટાવી છે કે નહીં, તેનો પતો લગાવો. "

" સારી વાત છે, જ્યાં સુધી બની શકશે ત્યાં સુધી હું પતો લગાવીશ. પરંતુ તેનાથી શું ખુની પકડાઇ જશે ? "

" હા, પકડાઇ પણ જાય. હું ધારૂં છું કે, ખુન થતી વખતે હજુરીમલની પાસે ગોવિંદસિંહવાળી પેલી દસ નોટો હતી. જેણે ખુન કર્યું, તેણે તે નોટો લીધી છે. "

" તો તે નામ બદલીને અથવા ચુપચાપ વગર નામે પણ નોટો વટાવી શકે. "

" કાંઇ પરવા નહીં, તમો શોધ તો કરો. "

" બહુ સારૂં, પણ તમો દરમ્યાનમાં મળતા રહેજો. "

" હા, જરૂર " કહીને અક્ષયબાબુ છુટા પડયા અને નવીનબાબુ તે દીવસથી નોટો બદલવાવાળાની શોધમાં ઘુમવા લાગ્યા.

# પ્રકરણ ૧૬ મું.

## દસ હજારની નંબરી નોટનો ભેદ (ચાલુ)

દીવસ પર દીવસ પસાર થતા આવ્યા. પરંતુ ખુનનો કોઇ ભેદ મળ્યો નહીં. અક્ષયબાબુ ધારતા હતા કે, જગેસરીનો કોઇ પ્રેમી ચાહક હતો, જગેસરી અરધી રાત્રે હજુરીમલને મળવા જાય છે તેવી ખબર મળતાં તેણે જગેસરીનો ગુપચુપ પીછો પકડયો. રાણીગલીમાં જઇને જગેસરીને હજુરીમલ સાથે જોતાં ગુસ્સામાં આવી તેણે હજુરીમલનું ખુન કર્યું અને જગીયાની સાથે ગાડીમાં બેસીને ગંગા કીનારે આવ્યો. ત્યાં જગીયાનું પણ ખુન કરી નાખ્યું. આવા ખુનો થયાજ કરે છે. પરંતુ તે શખ્સ કોણ હતો તે હજુ સુધી જણાતું નથી. આ કઠણ સમસ્યાને ઉકેલી કાઢવા માટે ડિટેકટીવ અક્ષયબાબુએ ઘણી મગજમારી કરી, પણ કાંઇ નિર્ણય કરી શકયા નહીં. આવા પ્રખ્યાત ડિટેકટીવ માટે અલબત આ શરમની વાત હતી, પણ કરે શું ? આ મામલાની ચીન્તામાં ખાવું સુવું હરામ થઇ રહ્યું હતું, તન બદન રગડાઇ રહ્યું હતું. જાણે કે જીંદગીમાંજ નહોતા !

આજે પણ તેજ ધુનમાં ઉદાસ બેઠા હતા, એટલામાં નવીનબાબુએ ઉતાવળે ઓરડામાં દાખલ થઇ ઉત્સાહથી કહ્યું:–આપે જે કામ મને સોંપ્યું હતું, તે હું કરી લાવ્યો છું. "

" કેમ, શું હકીકત છે ? "

" નોટો જ્યાં વટાવવામાં આવી છે, ત્યાંનો પતો લાવ્યો છું. "

" સારૂં કર્યું, મને તો ખાત્રી છે કે ખુનની પહેલાંજ નોટો વટાવવામાં આવી હતી અને તેથાજ ચોતરફ ગોવિંદસિંહની નોટોના નંબર મોકલ્યા છતાં પત્તો લાગ્યો નહીં. હું એટલું પણ જાણી ચુકયો છું કે નોટો ખુનની પહેલાં કેમ વટાવવામાં આવી. "

" એમ ! ત્યારે કહો તો. "

" કેમકે ચોરીની વાત જાહેર થઇ જવા પછી આવી મોટી રકમની નંબરી નોટો વટાવવાનો ઇલાજજ ન રહે. તે ઉપરથીજ હું સમજ્યો છું કે તે હજુરીમલની હૈયાતીમાંજ વટાવવામાં આવી હતી. "

" સારૂં, આપ અટકળ કરી શકો છો કે તે કોણે વટાવી ? "

" એ કાંઇ મુશ્કેલ વાત નથી. "

" સારૂં કહોતો "

" કહે શું, હજુરીમલેજ વટાવી હતી. "

" નહીં, નહીં ! "

" ક્યારે ? "

" લાલતા પ્રસાદ "

નવીનબાબુને મ્હોડેથી લાલતાપ્રસાદનું નામ સાંભળી અક્ષયબાબુ ચોંકી પડયા, તે બોલ્યા—અરે ! આ વાત તો મારા ખ્યાલમાં એક પણ વખત આવવા પામી ન્હોતી ! શું આપને બરાબર જણાયું છે ? "

" હા, એક મોટી માતબર પેઢીમાં તે વટાવવામાં આવી છે. " નવીનબાબુએ જણાવ્યું. " તે લોકો લાલતાપ્રસાદને સારી પેઠે ઓળખે છે. "

નવીનબાબુ પાસેથી આટલી હકીકત સાંભળી અક્ષયબાબુ ઝડપથી ઉઠયા અને—" હમણાંજ ચાલો લાલતા પાસે " કહીને બંને સાથે નીકળ્યા. નવીનબાબુએ રસ્તામાં પુછયું:—" તો શું તમો તેને પકડશો ? "

" જરૂર, અગર કારણ મળશે તો. "

" ઠીક, કોણ જાણે તે શું કહેશે ? "

" હજારો જુઠી વાતો કહેશે, ભલે કહ્યા કરે ! "

" એમ બની શકે, કે જુઠી વાતો ન કહે. "

" ફાંસીથી બચવા માટે લોકો અનેક વાતો બનાવ્યા કરે છે. "

" તો આપ તેને શું ખુની સમજો છો ? "

" હું હમણા કાંઇ નથી સમજતો, જોઉં કે તે શું કહે છે ? "

બંને લાલતાપ્રસાદ પાસે ગયા. તેઓએ ધાર્યું હતું કે નોટોને લગતી વાત પુછવાથી લાલતા ચોંકશે, ચમકશે ચ્હેરો ફીક્કો પડી જશે, ડરશે, ઉછળશે, પરતું તેઓની એ ધારણા ખરી પડી નહીં તેનો ભાવ જોઇને ડીટેકટીવ અને ડીટેકટીવ વાર્તાલેખક બંને ચક્કરમાં પડયા. પુછતાની સાથેજ તેણે કબુલ કરી લીધું કે;—" હા, મેંજ નોટો વટાવી હતી. "

ડિટેકટીવે તેની પર સંદેહ કરવાથી લાલતાપ્રસાદ ઉશ્કેરાઇને બોલી ઉઠયો:—" મેં નોટો વટાવી હતી તેથી આપ મને ખુનમાં સામેલ સમજો છો ! ખરેખર આપ પણ કોઇ અદભુત માણસ છો "

" શું કરીએ, પ્રસંગપર અમોને અદભુત માણસ બનવું પડે છે. " અક્ષયબાબુએ શાન્તતાથી કહ્યું " આપ મહેરબાની કરીને કહેશો કે આપે તે નોટો કેવી રીતે કેમ વટાવી ? એ રકમ ગુરૂ ગોવિંદસિંહની હતી, તેણે તે હજુરીમલની પાસે રાખી હતી, તો પછી આપે તેને વટાવી કેવી રીતે ? "

લાલતા ગુસ્સામાં બોલ્યો—" જી, હા, ! મેંજ વટાવી હતી અને તે હજુરીમલના કહેવાથી ! "

" શા માટે વટાવી ? "

" ગોવિંદસિંહે હજુરીમલને નોટો બદલાવી રાખવા કહ્યું હતું "

આ સાંભળી અક્ષયબાબુનું ભેજું ચકરાઇ ગયું. તે આશ્ચર્યથી નવીનબાબુ સામે જોવા લાગ્યા નવીનબાબુની સમજમાં કાંઇ વાત આવી નહીં. તે પણ અક્ષયબાબુનું મ્હોડું તાકવા લાગ્યા.

જરા વારે અક્ષયબાબુએ ચુપકીદી તોડી. તે બોલ્યા—" આ વાત બરાબર નથી, નોટ બદલાઇ જવાની વાતથી તો ગુરૂ ગોવિંદસિંહને પણ આશ્ચર્ય થયું હતું. તેને એ સંબંધમાં કાંઇજ ખબર ન્હોતી "

" તે હું કાંઇ નથી જાણતો " લાલતા પોતાને અક્ષયબાબુ તરફથી અપમાન કરવામાં આવતું સમજી ઉશ્કેરાઇને બોલ્યો " ખુન થવા પહેલાં લગભગ ત્રણ અઠવાડીયાની વાતપર હજુરીમલ મને ખાનગીમાં લઇ જઇ જે કામ સોંપ્યું હતું તે મેં કરી આપ્યું. તે અમારી પેઢીના વડા ભાગીયા અને મારા પિતાના મિત્ર હોવાથી તેની આજ્ઞા મારે માનવી જોઇએ. "

" બેશક, પણ તે વાત તો કહો ? "

" હજુરીમલે કહ્યું હતું કે ગુરૂ ગોવિંદસિંહ પંજાબના એક સમ્પ્રદાયનો માણસ છે અને પોતે પણ તે સમ્પ્રદાયમાં દાખલ છે. એ પંથના દસ હજાર રૂપીઆ કોઇ કામને માટે લઇને તે કલકતા આવેલ છે. આ સમ્પ્રદાયનું બધું કાર્ય ગુપ્ત થાય છે. કોણ કોણ તે પંથમાં છે તેની પણ કોઇને પુરતી ખબર નથી. માત્ર એટલુંજ જણાયછે કે તે પંથમાં ઘણાં મોટામોટા લોકો દાખલ છે. તેઓ ખુબ પૈસો તેમાં આપે છે, પણ તે કોઇને જાણવા દેવામાં આવતું નથી. તે લોકોનીજ આપેલી આ નોટો હતી. હજુરીમલ અથવા ગુરૂ ગોવિંદસિંહ વટાવા જાય તો લોકો સમજી જાય, તેટલા માટેજ તેણે મને વટાવા માટે આપી હતી, તેમાં પાપ શું થયું ? "

" નહિં, તેમાં પાપ જેવું શું છે ? " અક્ષયબાબુએ કહ્યું.

" બસ, તો મેં એજ કારણથી નોટો બદલાવી લાવી આપી હતી. "

" આ વાત પ્રથમ તમોએ કેમ ન કહી ? "

" હજુરીમલનો સખ્ત હુકમ હતો કે, આ વાત કોઇ પણ પાસે જાહેર ન થવી જોઇએ. "

" તેના મરણ પામવા પછી કહેવામાં શું વાંધો હતો ? "

" પોલીસની ચાપાચીપી અને સંદેહમાં પડવાની પંચાતીથી સાચી વાતો કહેતાં પણ સારા માણુસો આંચકી જાય છે, એ શું તમો નથી જાણતા ? "

" તે ખરૂં, પણ આપે એ નથી સાંભળ્યું કે, ગોવિંદસિંહને રૂપીયા પાછા મળી ચુકયા છે. "

" જી, હાં સાંભળ્યું છે "

" તમે જે બદલાવી લાવ્યા હતા તેજ નંબરની નોટો મળી ગઇ છે. "

" હા, હશે, જેણે તે ચોરી હતી તેણેજ પાછી પહોંચાડી દીધી હશે. "

" તમોએ તમારી આંખોએ જોયું હતું કે જ્યારે હજુરીમલ બહાર ગયા, ત્યારે અમીચંદે નોટો તેજોરીમાં રાખી હતી ? "

" હા, હું ત્યાંજ હતો. "

" તે વખતે ત્યાં બીજું કોઇ ન્હોતું આવ્યું ? "

" તે હું બરાબર કહી શકતો નથી, અમીચંદને ખબર હશે. " કહીને લાલતાપ્રસાદ ઉઠયો અને કહ્યું:-" આપ હવે પધારો, મારે ઘણુંજ કામ છે, મોટા માણુસોને ફંદામાં નાખવા તે તમારા લોકોનો સ્વભાવ છે. સારા માણુસોને અપમાન કરવું એ તમારી રીત સારી નથી. "

" તમારૂં કાંઇ પણ અપમાન કરવામાં આવ્યું નથી, માત્ર એટલુંજ પુછ્યું કે તમોએ નોટો બદલાવી હતી કે નહીં, અને બદલાવી તો કોના માટે, બસ એટલુંજ તો ? "

" સારૂં હવે આપ માફ કરો, મને એટલી નકામી ફુરસદ નથી. " લાલતાએ છેલ્લા શબ્દો ગર્વ અને ઘમંડથી કહ્યા. નવીનબાબુ તેના આ વર્તનથી અપમાન સમજી નારાજ થયા, અક્ષયબાબુ પણ ઉઠયા, ચાલતી વખતે તે માથુ ડોલાવી બબડયા-" ઘણો ગર્વ કરવાથીજ લંકાનો નાશ થયો "

લાલતાપ્રસાદે જવાબમાં કાંઇ ન કહ્યું. સાંભળ્યું ન સાંભળ્યું કરીને બીજી તરફ ચાલ્યો ગયો.

રસ્તામાં ચાલતા અક્ષયબાબુએ નવીનબાબુને કહ્યું-" ગુરૂ ગોવિંદસિંહને એકવાર પુછવું છે કે, તેણે નોટો બદલવાનું કહી રાખ્યું હતું કે નહીં ? "

" હું તો એક વખત જમનાને મળવા માગું છું, આપનો શું મત છે ? " નવીનબાબુએ સંકોચ છોડીને કહ્યું.

"નવીનબાબુ! તમે પ્રેમમાં પડીને ન્હાવા ન લાગી જતા!"

"આપ તો દરેક વાતમાં મશ્કરી—"

"જી, નહીં, ખાલી મશ્કરીજ નથી." અક્ષયબાબુ વચ્ચે બોલી ઉઠયા.

"સારૂં, આપનો મત શું છે?"

"મત શું હોય, તે આ મામલા સંબંધમાં કોઇ વાત કહેશે થોડી!"

"આપને પોલીસના માણસ સમજે છે એટલા માટે ને?"

"આપને પણ તેમજ સમજશે."

"કોશીશ કરી જોવામાં વાંધો શું છે! રાત્રે હજુરીમલને મળવા માટે તે શું કામ ગઇ હતી, તે કદાચ જણાવે તો આપણે ઘણીક નવી વાતો જાણીશું."

"અરે સાહેબ, હજુરીમલનેજ નહીં, પણ તેનાથી થોડો વખત પહેલાં અમીચંદ પાસે પણ પેઢી પર ગઇ હતી."

"એ વાત કોણે કહી? આપે મારાથી કેમ છુપાવી?"

"પ્રથમ મને ખબર ન્હોતી."

"સારૂં તે કેમ આવી હતી?"

"અમીચંદ કહે છે કે હજુરીમલે મોકલી હતી."

"શું કામ?"

"હજુરીમલે ટીકીટો લાવવા માટે મોકલી હતી."

"આ તો બહુ આશ્ચર્યની વાત છે! શું ટીકીટને માટે હજુરીમલને બીજું કોઇ ન મળ્યું?"

"સારૂં, જોઇ લઇશું. આપ જાઓ છો અને કાંઇ પતો મળે તો સારી વાત છે."

"ઠીક છે, કોશીશ તો કરી જોઇએ." કહીને નવીનબાબુ ચંદનનગર જવા રવાના થયા, અને અક્ષયબાબુ ગુરૂ ગોવિંદસિંહને મળવાને માટે તેના મકાન તરફ ચાલ્યા.

## પ્રકરણ ૧૭ મું.

## તેજોરીમાંથી નોટો ચોરનાર કોણ?

અક્ષયબાબુની વાત નવીનબાબુએ મશ્કરીમાં ઉડાવી તો દીધી, પણ ખરી વાત એ છે કે, જ્યારથી તેણે જમુનાને જોઇ છે, ત્યારથી તેણીની મનોહર મુર્તિ તેના હૃદયમાં ચોંટી બેઠી છે. તેણી પંજાબી અને નવીનબાબુ બંગાલી છે, તો પણ એક વખત તેના દર્શન કર-

વાને તેઓ ચંદનનગર જવા નીકળ્યા. જમુના પાસેથી કાંઇ નવી વાત જાણવા મળશે એવી કાંઇ આશા તેમના મનમાં ન્હોતી.

પોલીસના માણસ થઇને ખુનના સંબંધમાં પોતે જમુનાને મળવા માગે છે, તેવા ખબર અંદર કહેવરાવતા જમુના બહાર આવી. તે સિવાય જમુનાને મળવા માટે બીજો રસ્તોજ ન્હોતો.

શું કહેવું, કેવી રીતે વાત શરૂ કરવી, તે જમુના સામે આવીને ઉભા રહેતાં નવીનબાબુને સુઝયું નહીં, તેનો કંઠ જાણે રૂંધાઇ ગયો હોય તેમ ગભરાટમાં હિચકી લેતાં ધડકતા દીલે બોલ્યાઃ–" હું પેલા મામલાના સંબંધમાં વાત કરવા આવ્યો છું."

" માસાજીના ખુનનો કાંઇ પતો આપને મળ્યો છે ?" જમુનાએ નીચી નજર કરીને ધીમા અવાજે પુછ્યું.

" હું ખુનના સંબંધમાં નહીં પણ ચોરીના મામલા માટે અહીં આવ્યો છું " નવીનબાબુએ જણાવ્યું.

" ચોરી !" જમુના ચોંકીને ધીરેથી બોલી.

નવીનબાબુએ જોયું કે તેનો ચ્હેરો ઉતરી ગયો છે. તે બોલ્યાઃ " હા, પેલા દસ હજાર રૂપીયા કે જે માસાજીની તેજોરીમાંથી ચોરાઇ ગયા હતા. "

" કયા રૂપીયા ?"

" જે ગુરૂ ગોવિંદસિંહને પાછા મળ્યા છે "

" પાછા મળ્યા છે ?"

નવીનબાબુ આશ્ચર્યતાથી જમુનાનું મ્હોડું તાકવા લાગ્યા, જમુના બોલી–" નહીં, એવું કદી બની શકે નહીં. "

" હા, ગુરૂ ગોવિંદસીંહને તે રૂપીયા પાછા મળ્યા છે."

" તો ખુની પકડાઇ ગયો છે ?"

" નહીં, હમણાં સુધી તો પકડાયો નથી, "

" ત્યારે રૂપીયા કેવી રીતે મળ્યા ?"

" એક કોઇ અજાણ્યો માણસ ગુરૂ ગોવિંદસીંહના મકાન પર એક ચીઠી નોકરને આપી ગયો, જે ચીઠીમાં દસ હજારની નોટો હતી."

" ઓહ ! ત્યારે તો તેણેજ ખૂન કરેલું, તેણેજ માસાજીને મારીને રૂપીયા લીધેલા, જરૂર ખૂન કરવાવાળો તેજ માણસ છે."

" પણ હજુરીમલ જયારે બહાર ગયા ત્યારે અમીચંદે પોતાને હાથે નોટો તેજોરીમાં નાખી હતી. ત્યારપછી હજુરીમલ તો પેઢી પર ગયા ન્હોતા, તો તેમની પાસે રૂપીયા ક્યાંથી ?"

આ સાંભળતાં જમુનાના ચ્હેરા પર ગભરાટ છવાઇ ગયો. તે

તુટતે અવાજે બોલી:-" ઓ ! હો ! ઠીક ઠીક ! હું ભુલું છું "

નવીનબાબુ સમજી ગયા કે, તે રૂપીયાને લગતી બધી વાત જાણે છે પણ બતાવતી નથી. તેઓએ કહ્યું:-" જુઓ તમારે કાંઇપણ વાત છુપાવવી ન જોઇએ. અગર તમે સઘળી વાત સાફ સાફ નહીં કરો તો એક નિર્દોષને જેલમાં જવુ પડશે; માત્ર જેલમાંજ નહીં, ફાંસી પણ થઇ શકે."

જમુના કાંઇ પણ બોલી શકી નહીં, પવનની ધીમી ઝોંકથી ઝાડ પરના થરથરતાં પાંદડાની માફક ધ્રુજવા લાગી. પછી લાંબો નિઃશ્વાસ નાખીને મ્હોડું ફેરવી ગઇ.

નવીનબાબુ કાંઇ સમજી શકયા નહીં, તે બોલ્યા:-" જમુના ! તમે સઘળી વાતો જાણવા છતાં પણ નથી કહેતાં તેનાથી એક માણસ ફાંસી પર ચઢી જશે, તમને તેનાથી કાંઇ ફાયદો નથી. "

જમુનાએ ચોતરફ જોયું, તે માથાથી પગ સુધી ધ્રુજતી હતી, એકદમ ધીરેથી બોલી:-" મને વાત કરવાની હિંમતજ નથી થતી."

" કોણે રૂપીયા લીધા, તમે કહો, ધાસ્તી રાખવાનું કારણ નથી."

જમુનાને નવીનબાબુ પર કાંઇક વિશ્વાસ આવ્યો. પછી તે નવીનબાબુની મીઠી વાતોથી કે બીજા કોઇ કારણથી, તે કાંઇક ભેદ ખોલવા તૈયાર થઇ. તે પ્રથમની માફક ધીમા અવાજે બોલી:-" હું પંજાબના પેલા સમ્પ્રદાય વાળાઓના ભયથી કાંઇ કહી શકતી નથી. તે લોકો સાંભળતાંજ ખૂન કરી નાખે. "

" નહીં, તમોને કાંઇ પણ ભય નથી, કહી નાખો. "

" હા, આપ તો ભલા માણસ છો, પણ તે લોકોનો ભય બહુ લાગે છે. "

" તમે બેધડક રહો, ભયની કાંઇ વાત નથી. "

" જેણે રૂપીયા લીધા છે તેને હું જાણું છું. "

" કોણ છે તે, બતાવો તો "

જમુના ચુપચાપ ઉભી રહી. નવીનબાબુએ કહ્યું. " કોણે લીધા, અમીચંદે ? "

" નહીં નહીં, " જમુના બોલી.

" ત્યારે કોણ, ગુરૂ ગોવિંદસીંહે ? "

" તેણે પણ નહીં. "

ત્યારે કોણે ? "

" જમુનાએ ! મેં પોતે ! "

" હેં તમે લીધા ! તમે ? " નવીનબાબુ અજાયબીથી દંગ થઈ બોલી ઉઠયા.

" હા, મેં પોતેજ લીધા હતા ! " જમુનાએ શાન્તપણે જવાબ આપ્યો.

આ સાંભળીને નવીનબાબુના રૂવાં ઉભા થઈ ગયા. ઓ બાપરે ! જેને દેવી સમજીને આજે દર્શન કરવા આવ્યા, જેની મુર્તિ ઘણી ઇચ્છા કરવા છતાં ભુલાઇ નહીં, જ્યાં જોયું ત્યાં આંખોની સામે જેની સુંદરતાનું પ્રતિબિમ્બ તરવરતું દેખાયું, તે આ ખુનમાંજ સામેલ નહીં ચોરી પણ તેણેજ કરી છે ! તેઓ દિગમૂઢ થઇ ચુપચાપ જમુના સામે જોઇ રહ્યા.

જમુના નવીનબાબુના મનનો ભાવ પામી ગઇ, તેણી ગર્વથી પોતાની લાંબી ગરદન ઉંચી કરીને ઉભી થઇ. તેના આ પ્રકારના ભાવથી તેની સુંદરતા સો ગણી ખીલી નીકળી. નવીનબાબુ તેના આ દેખાવથી ઓર મોહિત થયા. જમુના બોલી:–" સારૂં કર્યું કે ખરાબ તે હું નથી જાણુતી, પણ જે કાંઇ કર્યું છે તે માસાજીના હુકમથી અને તેના માટેજ. મેં કોઇને આ વાત કહી નથી, માસાજીએજ તેમ કરવા ના પાડી હતી, પરંતુ હવે કહ્યા વગર ચાલે તેમ નથી એમ સમજીને કહું છું. "

" તમે કહો, ચીન્તા ન કરો. " કહીને નવીનબાબુ વાત સાંભળવાને આતુર થઇ રહ્યા.

જમુના બોલી:–" ખુન થવાને દીવસે સવારમાંજ માસાજીએ મને બોલાવી કહ્યું, 'જો જમુના ! હું તારી તરફ ભારે વ્હાલથી જોઉં છું, અને હું જાણું છું કે તું પણ મારી પ્રત્યે તેવાજ વ્હાલથી જુવે છે તેથી તને કહું છું. જો કોઇ પણ પાસે આ વાત કદીપણ જાહેર થવી ન જોઇએ.' મને તેમની તરફ ઘણું વ્હાલ હતું એટલે તેની સર્વ વાતો મેં કબુલ કરી લીધી અને આજ સુધી મેં કોઇ પણ પાસે તે જાહેર કીધી નથી. પરંતુ હવે હું જોઉં છું કે ન કહું તો એક બેગુનાહને ફાંસી થાય તેમ છે એટલે કહેવું પડે છે. એક દીવસ મેં તેમના પાસેથી સાંભળ્યું હતું કે, જ્યારે પોતે પંજાબમાં નવી સ્ત્રી પરણુવા ગયાં, ત્યારે ત્યાંનાં એક સમ્પ્રદાયમાં દાખલ થયા. "

" હા, તે સમ્પ્રદાયની વાત અમોએ સાંભળી છે. " નવીનબાબુ બોલ્યા " પેલા હનુમાનની મુર્તિવાળા સમ્પ્રદાયમાંને ? "

" હા, તેમાં જે કોઇ દાખલ થાય છે, તે તેને પછી કદી

છોડી શકતો નથી, તનધનથી તેને મદદ કરે છે, અગર ન કરે તો સમ્પ્રદાયવાળા કોઇને કોઇ પ્રકારે તેનું ખુન કરી નાખે છે. "

" એ વાત પણ અમો સાંભળી ચુકયા છીએ. "

" કેટલાક મહીના પર ગુરૂ ગોવિંદસિંહે તે સમ્પ્રદાયના રૂ. ૧૦,૦૦૦ માસાજીની પાસે જમા રાખ્યા હતા, કે તે પણ તેજ સમ્પ્રદાયનો છે. "

" તે પણ ખબર છે અને રૂપીયા ચોરાઇ જવાની વાત પણ અમો જાણીએ છીએ. "

" ખુન થવાની એક અઠવાડીયા પહેલાં માસાજીને પોતાના બીછાનામાંથી એક લાલ મુર્તિ મળી. "

" પેલી સીંદુરથી રંગેલી હનુમાનની મૂર્તિ. "

" હા, સમ્પ્રદાય તરફથી કોઇને કાંઈ હુકમ અગર ચેતવણી આપવામાં આવે છે ત્યારે કોઇપણ પ્રકારે તેવી મુર્તિ તેને પહોંચાડી દેવામાં આવે છે તેનો મતલબ એકે જો સમ્પ્રદાયના હુકમનો અનાદર કરવામાં આવશે, તો તેનું ખુન કરી લાશ પાસે તેવીજ એક મુર્તિ રાખી દેવામાં આવશે. "

" હ, એ પણ અમો જાણીએ છીએ " નવીનબાબુએ કહ્યું.

" તે મુર્તિ સાથે માસાજીને એક ચીઠી પણ મળી હતી. " જમુનાએ કહ્યું. " તે ચીઠીમાં લખ્યું હતું કે, શનીવારે રાત્રે રાણી ગલીમાં જઇને સમ્પ્રદાયના એક બીજા મેમ્બર શાન્તપ્રસાદને દસ હજાર આપી દેવા અને છેવટે એ હુકમનો અનાદર નહીં કરવા માટે સખ્ત ધમકી આપવામાં આવી હતી. "

" તમે એ ચીઠી વાંચી હતી ? "

" હા, માસાજીએ મને તે વંચાવી હતી. "

" તો તમારા માસાજી તે સંબંધમાં શું નિશ્ચય પર આવ્યા ? "

" તેમને હુકમનો અનાદર કરવાની હીંમત થઇ નહીં. તે સમજતા હતા કે તેનું ખુન થઇ જશે. એટલા માટે શાંતપ્રસાદને રૂપીયા આપી દેવાનુંજ તેઓએ યોગ્ય વિચાર્યું. આ વાત ગુરૂ ગોવિંદસિંહને કહેવાની પણ તેઓ હીંમત કરી શકાય નહીં. કેમકે એમ કરવાથી પણ તે સમજતા હતા કે ખુન થઇ જશે. "

" આવો ભયાનક સમ્પ્રદાય તો કયાં પણ જોયો નથી. "

" હા, હું પણ એજ બ્હીકથી વાત કરતી ન્હોતી. આપને ભલા માણસ સમજીનેજ કહું છું. "

જમુનાને મ્હોડેથી પોતાની પ્રસંશા સાંભળીને નવીનબાબુ મનમાં ખુશી થયા. તે બોલ્યા–" પછી તેમણે શું કર્યું ? "

" તેઓએ રાત્રે શાંતપ્રસાદને રૂપીયા આપી દેવાનો વિચાર નક્કી કર્યો." જમુનાએ જણાવ્યું.

" તો પછી ગુરૂ ગોવિંદસિંહ માગત ત્યારે શું કરત ? "

" તેઓ તેજ દીવસે આગ્રા જતા હતા. તે સમજતા હતા કે ગોવિંદસિંહ ઉતાવળે રૂપીયા નહીં માગે અને માગવા પછી તે ચોરાઇ ગયાનું જાણશે તો સંદેહ નહીં કરે. એટલા માટે તેવણે રૂપીયા અમીચંદને પેઢીપરની તેજોરીમાં રાખવા આપ્યા હતા. "

" તે તો અમોને ખબર છે, અમીચંદે લાલતાપ્રસાદની રૂબરૂમાંજ રાખ્યા હતા. પરંતુ હજુરીમલ પાછા પેઢીમાં ન્હોતા ગયા ત્યારે તેમની પાસે રૂપીયા આવ્યા કયાંથી ? "

" તેજ વાત હું કરી રહી છું. માસાજીએ મારો હાથ પોતાના હાથમાં લઇને કહ્યું જમુના! તુંજ મને ધારે તો બચાવી શકે તેમ છે, નહીં તો આ સમ્પ્રદાયના ખંજરથી હું બચી શકુ તેમ નથી. મેં પ્રાણ જતા સુધી કોઇને વાત ન કરવાની કબુલાત આપી; ત્યારે તેવણે કહ્યું કે, સાંજે પેઢી પર જવું, હું ત્યાં ટીકીટો છોડી આવીશ, તેજોરીવાળા ઓરડામાં અમીચંદ સિવાય બીજુ કોઇ રહેતું નથી, તેને કોઇપણ બ્હાને બહાર મોકલી અંદરથી રૂપીયા કાઢી લેવા અને મને સોંપવા. "

" તો તમોએ તેજોરી ખોલી કેવી રીતે ? " નવીનબાબુએ પુછ્યું.

" તેજોરીની એક ચાવી અમીચંદ પાસે અને બીજી માસાજીની પાસે રહેતી હતી. માસાજીએ પોતાની ચાવી મને આપી હતી. "

" તો તમોએ તે કાર્ય કરવાની કબુલાત આપી હતી ? "

" શું કરૂં, આવી સ્થિતિમાં ઉપાય ન્હોતો. વળી ન કરવાથી સમ્પ્રદાયવાળા માસાજીનું ખુન કરી નાખે—"

" આ કલકત્તામાં ખુન કરવા કાંઇ સ્હેલું નથી." નવીનબાબુ વચ્ચે બોલી ઉઠયા.

" સમ્પ્રદાયવાળાઓએ તો તેમનું ખુન કર્યું છે."

" શા ઉપરથી કહો છો ?"

" લાશની પાસેથી પેલી લાલ મુર્તિ મળી આવી કે જે એ સમ્પ્રદાયનું નિશાન છે. "

" સારૂં, એનો વીચાર પછી થશે. તે પછી તમે શું કર્યું ?"

" હું તેમના કહેવા પ્રમાણે પેઢી પર ગઇ હતી. ત્યાં તીજોરીવાળા ઓરડામાં અમીચંદ એકલો હતો. ટીકીટ વિશે કહેવાથી તેણે મને ટીકીટો આપી. તે પછી મેં તેની પાસે પીવા પાણી માગ્યું, તે લેવા ગયો અને મેં લાગ જોઇ તેજોરી ખોલી તેમાંથી નોટો કહાડી લીધી. જ્યારે અમીચંદ પાણી લઇ આવ્યો ત્યારે તે મેં પીધું અને ત્યાંથી માસાજી પાસે જઇ પહોંચી. તેમની સલાહ મુજબ હું ઘુંઘટ કાઢીને ગઇ હતી. તેથી મને કોઇએ ઓળખી ન્હોતી જ્યારે હું ટીકીટ અને રકમ લઇ માસાજી પાસે ગઇ ત્યારે તેવણ કહેતા હતા કે થોડીવાર પહેલાં ગુરૂ ગોવિંદસિંહ અહીં આવ્યો હતો."

" તેણે ગુરૂ ગોવિંદસિંહનું મન મનાવા માટે શું વિચાર કર્યો હતો ?"

" તે ધારતા હતા કે પોતે તો અહીં રહેવાનાજ નથી તો પછી રૂપીયા જતા રહ્યા સમજીને પણ ગોવિંદસિંહ તેને શું કરવાનો હતો ?"

" હજુરીમલ હતા તો ઘણાં હુશીયાર પુરૂષ તેમાં તો કાંઇજ શકજ નહીં."

" હુશીયાર થઇને પણ તેણે શું કર્યું ? છેવટે સમ્પ્રદાય વાળાઓએજ તેનો જીવ લીધો."

" નહીં, હું તે વાત પર વિશ્વાસ નથી મુકતો."

" નહીં કેમ ? જો સમ્પ્રદાય તરફથી એ ખુન નથી થયું તો લાશ પાસે હનુમાનની મુર્તિ આવે ક્યાંથી ? જમુનાએ ફરીથી તેજ પ્રશ્ન ઉઠાવ્યો.

" સમ્પ્રદાયે ખુન કર્યું, તો રૂપીયા લઇને ફરી ગુરૂ ગોવિંદસિંહને પાછા શું કામ મોકલાવી આપે ?" નવીનબાબુએ ઉતરમાં સામો પ્રશ્ન કર્યો.

" મને તો તેનો કાંઇપણ અર્થ સમજ પડતો નથી" જમુનાએ કહ્યું.

તમે બે ટીકીટો તમારા માસાજીને આપી હતીને ?"

" હા, આપ એ વાત કેમ પુછો છો ?"

" હજુરીમલે બે ટીકીટો ખરીદી હતી. એક ગંગાને માટે બીજી પોતા માટે, તે ગંગાને લઇને મુંબઇ ભાગતા હતા."

જમુના ચુપચાપ ઉભી રહી. કાંઇપણ જવાબ દેવાનું તેનાથી બન્યું નહીં. નવીનબાબુ બોલ્યા, " હજુરીમલ સારા માણસ ન્હોતા, સમ્પ્રદાયના દસ હજાર રૂપીયા લઇ પોતાના બાલબચ્ચાઓને છોડીને

એક કલંકની કુલટા સાથે ભાગી જતા હતા તમોને તેણે જે કાંઇ કર્યું હતું તે સઘળું બનાવટી અને હડહડતું જુઠું હતું."

જમુનાએ અતિ નમ્રતાથી પુછ્યુંઃ-"તો તેમનું ખુન કોણે કર્યું ?"

"તેની તો શોધ ચાલી રહી છે. એમ પણ બની શકે છે કે હજુરીમલે જે શાન્તપ્રસાદની વાત કહી હતી, તેને કોઇ પ્રકારે ખબર મળતાં સમ્પ્રદાયના રૂપીયા લઇને ભાગી જવા ઇચ્છનાર હજુરીમલનું ખુન કર્યું હોય. એવા પાખંડીનું મરવુંજ બહેતર થયું !"

આ સાંભળી જમુનાએ ભારે ગભરાટથી નવીનબાબુ સામે જોયું તેની આંખો આંસુથી ભરાઇ ગઈ. તે ઝડપથી ઉઠીને ત્યાંથી ચાલી ગઇ.

# પ્રકરણ ૧૮ મું.

## શું અમીચંદ ખુની છે ?

કલકતા આવીને નવીનબાબુએ જમુના પાસેથી સાંભળેલી તે સઘળી વાત અક્ષયબાબુને કહી સંભળાવી. અક્ષયબાબુ તે વાત સાંભળીને ઘણાં ખુશી થયા, તે બોલ્યા-" નવીનબાબુ આ ડિટેકટીવ વાર્તાઓ લખવાની નથી ! વાર્તા લખવી અને જાસુસી કરવી તે જુદી વાત છે."

નવીનબાબુ હસીને બોલ્યાઃ-" લ્યો આ તો ફરી સારી વાત ન થઇ ! આટલી ખબર લાવીને આપને સંભળાવી એ તો જાણે મોટો કસુર કર્યો ! તમે તો આ માંહેની કાંઇ પણ મેળવી શકતા ન્હોતા ને ?"

" તે તો હું શરૂથીજ કહી રહ્યો છું. વાર્તા લેખકોનું જોર સ્ત્રીઓ પર બહુ ફાવી જાય છે. મીઠી વાતોથી ભુલવાનું કામ આપ લોકોને ખુબ યાદ છે. શું કરીએ અમોને તેની આવડત નથી."

" ખેર તે વાતને જવાદો, હવે તો આપ સ્પષ્ટ સમજી ગયા કની, હજુરીમલ હનુમાનની મુર્તિવાળાઓના રૂપીયા લઇને ભાગતો હતો અને તેના મેમ્બર શાન્તપ્રસાદે તેનું ખુન કર્યું છે ?"

આટલું સાંભળતાં અક્ષયબાબુ ખડખડાટ હસવા લાગ્યા, તેમનું હસવું ન રોકાયું જોઈ નવીનબાબુ નારાજ થઇ ગયા.

અક્ષયબાબુ જબરીથી હસીને બંધ કરી બોલ્યાઃ-" સારૂં, મેં કહ્યું હતું કની કે હજુરીમલ જયારે માર્યો ગયો ત્યારે તેની પાસે રૂપીયા હતા ?"

નવીનબાબુએ હકારનું માથુ ધુણાવતાં કહ્યુંઃ-" હજુરીમલે જે યુક્તિથી રૂપીયા મેળવ્યા, તેને તો કોઇને સ્વપ્ને પણ ખ્યાલ આવી શકે નહીં "

" જોકે મને જમુનાને લગતો વિચાર આવ્યો ન્હોતો, પણ હું એટલું સમજ્યો હતો કે, કોઇ પ્રકારે સઘળાની આંખોમાં ધુળ નાખીને તેણે પોતાનું કામ કાઢી લીધું છે."

" એ પણ ઘણો ચાલાક હતો. પોતાના સ્ત્રી પરીવારને છોડી એક કુલટાની સાથે પારકા રૂપીયા ચોરીને ભાગતો હતો. અને તે રૂપીયા ચોરવા માટે પોતાની સાળીની દીકરીને ભોળવી ફોસલાવીને પોતાનું હથીયાર બનાવ્યું આવો નીચ માણસ તો મેં કોઇ જોયો નહીં"

" ઘણાં છે ઘણાં " અક્ષયબાબુએ કહ્યું.

" આપ પોલીસમાં છો તે જોયા હશે, મેં તો આ પહેલા વહેલો જોયો."

" પણ આપ તો વાર્તાઓ લખો છો " અક્ષયબાબુ સ્હેજ હસીને બોલ્યા. " આપ લોકોની વાર્તાઓમાં તો ઘણા ઉંચા દરજ્જાના બદમાશો જોવામાં આવે છે."

" તે સઘળી કલ્પનાની વાતો છે. આપ અત્યારે એ બતાવો કે ખુની પકડવા માટે શું કરશો?" નવીનબાબુ વાત ફેરવતા બોલ્યા.

" ખુની કોણ છે?"

" કેમ, શાંતપ્રસાદ છે ને? એ સંબંધમાં હવે આપને શક શું છે?"

" દુનિયામાં શાંતપ્રસાદ કોઇ છેજ નહીં."

નવીનબાબુ અજાયબીથી તેમની સામે જોઇ રહ્યા. અક્ષયબાબુએ કહ્યું. " તમે શું શાંતપ્રસાદ વાળી વાતપર વિશ્વાસ મુકો છો?"

" તો એ વિશ્વાસીનું કારણ શું છે? મને તો એ વાત ઘણી સંભવિત જણાય છે."

" કેમ?"

" કેમ શું, હનુમાનની મુર્તિથી આ વાત ખુલ્લી થઇ ચુકી છે કે, તે મંડળીના લોકોએજ આ ખુન કર્યાં છે."

" સારૂં પછી?"

" પછી તો ગુરૂ ગોવિંદસિંહ જાણતોજ હતો કે, રૂપીયા સલામત જગ્યાએ રાખ્યા છે, પણ શાન્તપ્રસાદ જાણતો હતો કે રૂપીયા નથી. તેને રૂપીયા આપવાની ગોઠવણ હતી. જ્યારે તેણે જોયું કે હજુરીમલ રૂપીયા લઇને કોઇ સ્ત્રી સાથે નાશી જાય છે, ત્યારે તેનું ખુન કરી નાંખ્યું."

" સારૂં, તો તેણે બીજી સ્ત્રીનું ખુન શા માટે કર્યું?"

" એજ ક્રોધમાં. "

" અને તે એક સારા માણુસની માફક ડાહી ડમરી થઇને પેલાની સાથે પોતાનું ખુન કરાવા ચાલી ગઇ કાં ? ગાડીવાન કહે છે કે, આ પુરૂષની સાથે આવીને ગાડીપર ચડી હતી. હજુરીમલનું શાન્તાપ્રસાદને હાથે ખુન થયેલું જોયા પછી ખુદ જગીયા પોતાનું ખુન કરાવા માટે તેની સાથે જાય એ બની શકે નહીં."

એ વાત ઠીક છે, તો શું આપ એમ માનો છો કે શાન્તાપ્રસાદે ખુન નથી કર્યાં ? "

" શાન્તાપ્રસાદ કોઇ માણુસજ નથી. તે સઘળી હજુરીમલની ચાલાકી છે. સાદી સીધી છે જમુના પાસે કામ કરાવા અને તેને ડરાવવા માટે તેણે પોતાની કલ્પનાની કારીગરીથી શાન્તાપ્રસાદ નામનું એક બનાવટી ખોખું ઉભું કીધું હતું, કે જે પહેલેથી છેલ્લે સુધી સઘળું જુઠું છે. એવો બદમાશ ભુલથી પણુ સાચી વાત ન કરે."

" આપની વાત વજુદવાળી જણાય છે."

" હા, એવા બદમાશનું જેણે ખુન કર્યું, તે ન પકડાઇ ગયો હતે, તો મને ખુશી થતે."

" તો શું આપે ખુનીને પકડી પાડયો ?" નવીનબાબુ ચકિત થઇને બોલી ઉઠયા.

" અજી જનાબ ! આ વાર્તાઓ નથી લખવી !" અક્ષયબાબુ ગંભીર ભાવથી બોલ્યા.

" કોણુ ખુની છે કોણુ ? " નવીનબાબુ અજાયબી અને ઉત્સાહની મિશ્ર લાગણીથી અધીરા બની, ઉછળી ઉભા થઇ બોલ્યા.

અક્ષયબાબુએ ધીરેથી ખીસ્સામાંથી એક કાગળીયો ખેંચી કહાડયો. નવીનબાબુએ વાંચ્યો, તો તે અમીચંદના નામ પર પકડ વારન્ટ હતું !

અમીચંદે ખુન કર્યું છે, એવી વાત નવીનબાબુએ સ્વપ્નામાં પણુ વિચારી ન્હોતી. તે ખુન કરી શકે નહીં, એવી વાત અક્ષયબાબુ પણુ અનેક વખત કહી ચુકયા હતા. આવા કારણુને લીધે તેના નામ પર એકાએક વારન્ટ જોઇ નવીનબાબુ ઘણુાજ વિસ્મીત થયા. હમણું પણુ તેઓને વિશ્વાસ હતો કે, અમીચંદ એ સંબંધમાં કાંઇ જાણુતો નથી. તે બોલ્યાઃ—" તો આપના વિચારો કેવી રીતે બદલી ગયા અને કેમ જાણ્યું કે, અમીચંદે ખુન કર્યાં છે ?"

અક્ષયબાબુએ હસતાં હસતાં કહ્યું:–હું તો કહી ચુકયો કે, આ ડિટેકટીવ નવલ કથા લખવાની નથી ! મારી દૃષ્ટિ બરાબર અમીચંદ પર હતી. હું જાણુતો હતો કે આ ખુન ઇર્ષાથી થયું છે અને તેટલા

માટે હું એજ બાબતની શોધમાં હતો કે જગેસરીને જીવ જાનથી ચાહનારો કોણ છે, કોને તે પોતાના પ્રેમનું પાત્ર સમજતી હતી ?"

" પણ તેની શોધ તો ઘણાં દીવસથી ચાલતી હતી, કોઇએ તેનો પત્તો આપ્યો નહીં ?"

" એટલા પરથી સમજાય છે કે, જગેસરી ઘણી ચતુરા હતી."

" તો હમણાં કેવી રીતે જણાયું ?"

" જાસુસી તેને કહેવામાં આવે છે. પ્રથમ તો જગીયા ક્યાં ક્યાં જાય છે તેની શોધ કરી. પછી જણાયું કે, તે છુપી રીતે એક મકાનમાં ગયા કરતી હતી. પછી તો સહજમાં પત્તો લાગી ગયો કે તેનો પ્રેમી કોણ હતો."

" સારૂ તો પછી આપે શું જાણ્યું ?"

" હજી તે પણ કહેવું પડશે ? જાણ્યું કે અમીચંદજ તે મકાનમાં તેણીને મળવા જતો હતો."

" અમીચંદે ખુન કરવાની સાબીતી શું છે ? " નવીનબાબુ બોલ્યા, " મને તો કાંઇ દેખાતી નથી. અમીચંદ અને જગીયા વચ્ચે સંબંધ હતો તે ખરૂં, પણ જગીયા સાથે જે રાત્રે અમીચંદ હતો તે વાત જગીયા અને હજુરીમલજ કહી શકે તેમ હતા. અત્યારે તો તે બંને આ દુનિયામાં રહ્યા નથી. "

" હા, હજુ પણ સાબેતીમાં કેટલીક ખામી છે, પણ અમીચંદ એવો ડરપોક છે કે, માત્ર થોડોજ ધમકાવાથી બલકે વારન્ટ દેખાડવાથી સઘળું કબુલ કરી દેશે. "

" જો તે એટલો ડરપોક હતો તો કઇ હીંમતથી તેણે બબે ખુન કરી નાખ્યા ? " નવીનબાબુએ જાણે કોઇ અગત્યનો પ્રશ્ન શોધી કહાડયો હોય તેવા ઉત્સાહથી બોલી ઉઠયા.

" મારા અનુભવમાં તેનાથી ડરપોક માણસો, આ કરતાં પણ વધુ ભયાનક કામો કરી ચુકયા છે. " અક્ષયબાબુએ કહ્યું.

" સારૂં, આપ સમજો છો તો કહો કે, તેણે કેવી રીતે બંને ખુન કર્યા ? " નવીનબાબુએ પુછયું.

" હા, તેને કોઇપણ રીતે ખબર મળી કે, જગીયા અરધી રાત્રે રાણીગલીમાં હજુરીમલને મળવા જવાની છે. " અક્ષયબાબુએ ચલાવ્યું. " અને તેની સાથે ભાગી જશે. તેને નહીં ખબર કે ગંગાએ પોતાને બદલે પોતાના કપડા પહેરાવીને તેને મોકલી છે. તેને તો એમજ લાગ્યું કે ખુદ જગીયાજ હજુરીમલ સાથે નાશી જાય છે. આવી દશામાં એક પ્રેમી માણસના મનમાં જે પ્રકારની લાગણી

થાય છે તેવીજ અમીચંદને થઇ. તે ઝનુનમાં આવી એક છુરા સાથે રાણીગલીમાં જઇને છુપાયો. જ્યારે તે હજુરીમલને મળી ત્યારે તે છુપાવાની જગોથી બહાર નીકળી આવ્યો અને હજુરીમલની છાતીમાં છુરો ઘુસેડી દીધો. જગીયા આ ભયંકર લીલા જોઇ સ્તબ્ધ બની ગઇ. ઝડપથી અમીચંદ તેની સાથે ગાડીમાં સવાર થયો. જગીયા પણ કાષ્ટ પુતળીની પેઠે તેની સાથે ચાલી. આવી સ્થિતિમાં તેનાથી શું, પણ કોઇથી સહન થતું નથી. જે મર્દ છે, જેની નસોમાં મર્દાનગીનું લોહી દોડે છે, તેઓને આવીજ લાગણી થાય છે. બાકી જે તદ્દન નિર્માલ્ય અને ગદ્ધા છે તેની આ વાત નથી. જેમણે આટલા દીવસ તેણીને પોતાની સમજી, જેના પર વિશ્વાસ મુકયો, જેને પ્રેમ સોંપ્યો, તે જ્યારે વિશ્વાસઘાતીની થઇ ત્યારે તેને કાંઇક પણ સજા કરવાનું તેનામાં ઝનુન ઉશ્કેરાઇ આવે તો તેમાં નવાઇ થોડીજ છે. ભયને લીધે જગીયાનો જીવ સુકાઇ ગયો હતો, તેણી સાચી વાત કહેવાની હિંમત કરી શકી નહીં. જ્યારે અમીચંદ તેને ગંગા કીનારે લઇ ગયો ત્યારે પ્રથમ તો ગુસ્સામાં આવી તેણી ઉપર ધિક્કાર વર્સાવવા લાગ્યો અને તે પછી આજુબાજુ બધું સુનસાન જોઇ છરો માર્યો, પરંતુ લાશને ગંગામાં ફેંકવા પહેલાં કોઇનો પગરવ સાંભળી ત્યાંજ છોડીને નાશી ગયો. ”

" શું એ બધુ બનવાજોગ છે ?" નવીનબાબુએ પ્રશ્ન કર્યો.

" બનવાજોગ નહીં, બરાબર એમજ થયું છે, તેમાં બીજી કોઇ વાત નથી. ”

" ચાલો તે સઘળું માન્ય રાખ્યું પરંતુ તેની સાબેતી કોણ આપશે ? જે આપે તેમ હતા તે તો માર્યા ગયા. અમીચંદનો જગીયા સાથે સંબંધ હતો તેટલા માટે તેણે બે ખુન કરી નાખ્યા એ કાંઇ વાત નથી. એ તો બધુ " અટકી પાંચ દોઢસો ' જેવું છે; પછી—"

" પછી હવે શું ? "

" અરે પેલા લાલ હનુમાનને તો એકદમ ભુલીજ ગયા ! અમીચંદ કાંઇ તે મંડળીનો નથી. તો પછી ખૂન કરીને લાશની પાસે લાલ હનુમાન કેમ રાખી ગયો ? અને આ પણ એક સવાલ છે કે, તે રૂપીયા લઇ જઇને પાછા કેમ આપી જાય ?"

અક્ષયબાબુએ કાંઇ જવાબ ન આપ્યો. ઉભા થઇને ચિન્તાતુર ભાવથી તે ઓરડામાં ટહેલવા લાગ્યા.

થોડી વાર ટહેલવા પછી અક્ષયબાબુ પાછા ખુરશી પર આવીને

બેઠા અને બોલ્યાઃ—" હા, આપની વાત પણ ઠીક છે, સાબીતી મેળવવી મુશ્કેલ છે. વળી સિંદુરવાળી મુર્તિની વાત પણ ઠીક કહી. એ લાલ હનુમાન મને પાગલ બનાવી દેતો હું જોઉં છું. પરંતુ એમ પણ હોઇ શકે કે અમીચંદ આ ખૂનને લગતી વાત જાણે છે, નહીં તો લાલ હનુમાન જોઇને બેહોશ કેમ થાય ?"

" એ તો તે કહી ચુકયો."

" તે સઘળી જુઠી વાતો હતી, આજે મેં તેને અહીં બોલાવવા નોકર મોકલ્યો છે. જોઈ લેજો અત્યારે તેના પેટની વાત ન કઢાવી લઉ તો મારૂં નામ અક્ષય નહીં."

" તે કયારે આવશે ? "

" બસ હવે હમણાં આવતો હશે " અક્ષયબાબુએ ખીસ્સામાંથી ઘડીયાળ કાઢીને જોતાં કહ્યું.

" એટલામાં નોકરે આવી ખબર આપી, અક્ષયબાબુએ અંદર લાવવાનો હુકમ આપ્યો અને ખરેખર ભયથી ધ્રુજતો થથરતો અમીચંદ ધીરે ધીરે અંદર આવ્યો. અક્ષયબાબુએ તેને બેસવા કહ્યું. તે બિચારો બ્હીતો બ્હીતો એક ખુરશીમાં બેઠો અને ધ્રુજતે અવાજે પુછયુંઃ–" આપે મને બોલાવ્યો છે ? "

" હા, બોલાવ્યો છે " અક્ષયબાબુએ મોટે અવાજે કહ્યું.

" કેમ કાંઇ નવી ખબર મલી છે ? "

" હા, "

" ચોરી સંબંધમાં ? "

" નહીં નહીં ! ખૂનના સંબંધમાં ? "

" ખૂન બાબત ? " અમીચંદે ચોંકીને પુછયું.

" હા, જેણે ખુન કર્યું છે તેનો પત્તો મળ્યો છે "

કોણે કર્યું, ગોવિંદસિંહે ? "

" નહીં, જેના નામ પર આ વારન્ટ છે તેણે " કહીને અક્ષયબાબુએ અમીચંદની સામે વારન્ટ મુકી દીધું.

અમીચંદે જોઇને કહ્યું:–" વારન્ટ ? "

" હા, અને તે તારાજ નામ પર છે " અક્ષયબાબુએ કહ્યું.

અમીચંદનો ચહેરો ફીકકો થઇ ગયો. આખું શરીર કંપવા લાગ્યું, કપાળપર પસીનો ટપકવા લાગ્યો, તે તુટતા અવાજે બોલ્યોઃ–" મારા નામ પર છે ? "

" હા તારાજ નામ પર ! " અક્ષયબાબુ કડક થઇને બોલ્યા.

" અમીચંદના નામ પર છે. તે મારા શેઠ હજુરીમલનું ખુન કર્યું છે તારી ઉપપત્નીની જગીયાનું પણ ખુન કર્યું છે અને બંને ખુનનું આ વારન્ટ છે. "

અમીચંદ કાંપતો કાંપતો ઉભો થયો અને કપાળ પરથી વાંકી આંગળીએ પસીનો લુછતાં બોલ્યો. " મેં ખુન નથી કર્યાં. "

" તેંજ બંને ખુન કર્યાં છે. " અક્ષયબાબુ ગર્જના કરી ઉઠયા. " હવે હું તને ગીરફતાર કરૂં છું. "

" મેં ખુન નથી કર્યાં, હું બેકસુર છું. " અમીચંદ એટલું બોલી બહાર જવાને તૈયાર થયો. અક્ષયબાબુએ ઝડપથી તેનો હાથ પકડયો એટલે અમીચંદે કહ્યું:-" સાંભળો, હુ સઘળી વાત કહું છું. મેં ખુન કર્યું નથી, ખાત્રી માટે આપ ગમે તેવા સોગંદ માગી લ્યો "

" બસ, બસ, ! જાન પર આફત આવતી જોઇને માત્ર તમેજ નહીં, ઘણાં લોકો સોગંદ ખાઇને જુઠું બોલે છે ચાલો, તમારા હાથ જરા નજીક કરો " કહીને અક્ષયબાબુએ ખીસ્સામાંથી એક હાથકડી કહાડી.

આ મામલો જોઇને અમીચંદના હાંજા ગગડી ગયા, તે એક બચ્ચા મીસાલે ધસાધસ રડવા લાગ્યો અને નવીનબાબુના પગ પર માથું નાખીને રડતો રડતો કાલાવાલા કરવા માંડયો:-" આપ મને બચાવો, મેં ખુન નથી કર્યા હું પ્રતિજ્ઞા પર કહું છું કે હું કાંઇ જાણતો નથી. "

" મારો શું અધિકાર છે ? જો તમે ખુન કર્યું હવે તો તેની સજા તમારે ભોગવવીજ પડશે " નવીનબાબુએ કહ્યું

" નહીં હું બેકસુર છું, મેં ખુન કર્યાં નથી. "

" સારૂં, કંઇ પરવા નહીં, મને ખરી વાત સમજાવી આપ કે તું બેકસુર છે તો હું છોડી આપીશ. " અક્ષયબાબુ સહેજ નરમ પડીને બોલ્યા.

અમીચંદ કાન પર હાથ દઇને બોલ્યો:-કેવી રીતે કહુ કાંઇ રૂપાય તો છેજ નહીં. "

" તો ફાંસી પર ચઢો. " અક્ષયબાબુએ ધમકીના તોર પર કહ્યું. અમીચંદ તેમના પગ પર પડવા ચાલ્યો. અક્ષયબાબુએ દુર ખસાડી દઇ કરડાકીથી કહ્યું:—" બસ કર ! બહુ ચાલાકીનું કામ નથી સીધા માણસની માફક સઘળું સ્પષ્ટ કહી આપ. "

અમીચંદ હવે ટટાર થઇને ઉભો અને આંસુ લુછી નરમ અવાજે

બોલ્યાઃ—" મને થોડું પાણી આપો."

ઇશારો થતાં નવીનબાબુએ પાણી આપ્યું, તે પીધા પછી અમીચંદ બોલ્યોઃ—" સાંભળો હું સઘળી વાત સાફ સાફ કહી આપું છું, હવે જુઠું નહીં કહું."

" અને એજ તારા માટે સલામતી ભર્યું છે." અક્ષયબાબુ ગંભીરપણે બોલ્યા.

# પ્રકરણ ૧૯ મું.

## અમીચંદનો અજબ ખુલાસો.

" ચાલો કહો, કેવી રીતે ખુન કર્યા ?" અમીચંદ જરા ઠીક થઇ બેઠો એટલે ડીટેકટીવ બાબુએ પુછ્યું.

" દોહાઇ સરકારની, મેં ખુન નથી કર્યાં" અમીચંદ કરગરતી ઢબે બોલ્યો.

" પાછું જુઠું ?" અક્ષયબાબુ ગર્જના કરી ઉઠયા.

" નહિં સરકાર, મારી વાત સાંભળી લ્યો, હું જુઠું નહીં બોલું."

" સારૂં, કહે" અક્ષયબાબુના મ્હોડેથી સાંભળીને અમીચંદ બોલ્યોઃ—" હું હમેશાં તેને ઘેર જતો હતો અને આ વાત પણ સાચી છે કે, જગીયા સાથે પ્રિતી હતી. તે હજુરીમલના ઘરની સઘળી હકીકત રાઇ રત્તી જાણતી હતી. તેનાથી જણાયું કે આટલી વૃદ્ધ વયે પણ લાલા ગંગાને માટે મજનું બની રહ્યા છે. તે કહેતી હતી કે હજુરીમલે ગંગાને દસ હજાર રૂપીઆ આપવાનો કરાર કર્યો છે અને તેણી રૂપીયા લઇને હજુરીમલની સાથે જવાને તૈયાર થઇ છે."

" એ સઘળું અમે જાણીએ છીએ."

" હું તેની ભીતરની સ્થિતિ સઘળી જાણું છું. તેની પેઢીને દીવાળું ફુંકવામાં પણ ઝાઝો વખત બાકી ન્હોતો, એટલા માટે હું વિચારમાં પડયો હતો કે, આ દસ હજાર તેઓ કયાંથી કહાડશે!"

" તે દસ હજારની વાત તમે કયારે સાંભળી ?"

" હા, તેજ તો હું કહું છું. એક દીવસે હજુરીમલે મને દસ હજારની નોટ બતાવીને સમ્પ્રદાયની વાત કહી અને છેવટે એ પણ કહ્યું કે, નારાજ થવાથી તે લોકો ખુન કરે છે."

" એ તો સઘળું અમોને ખબર છે. પછી શું થયું કહો."

" તે પછી હજુરીમલે લાલતાપ્રસાદ મારફત સઘળી નોટો

બદલાવી લીધી. તેને ખબર હતી કે, ગુરૂ ગોવિંદસિંહની પાસે નોટોના નંબર છે. ખોવાઇ અથવા ચોરાઇ જવાની વાતથી તે જાહેર કરી દેશે તો પછી તેને વટાવવાનું કામ મુશકેલ થઇ પડશે, એમ સમજીને તેણે પ્રથમથીજ ચાલાકી વાપરી હતી. તે પછી રાણી ગલીમાં જઇને ગંગા હજુરીમલની રાહ જોશે, હજુરીમલ ત્યાં વેશ બદલીને જશે, તે ત્યાં ગંગાના હાથમાં દસ હજારની નોટો સોંપશે, અને ત્યાર પછી તેણી હજુરીમલ સાથે તેજ રાત્રે મુંબઇ નાસી જશે એવો ઠરાવ તેઓ વચ્ચે કરવામાં આવ્યો અને તે નક્કી થવા પછી જગીયાએ મને સઘળી વાત કહી. ”

“ તો પછી ગંગા નહીં, જગીયા કેમ ગઇ ? ”

“ જે દીવસે ઉપડી જવું હતું, તેનાથી એક દીવસ પહેલાંજ તે ડરી ગઇ, પણ રૂપીયાનો લોભ છોડી શકી નહીં. ”

“ અરે ! તો ગંગા જવાને ખુશી ન્હોતી ? ” અક્ષયબાબુ કાંઇક અજાયબીથી બોલ્યા.

“ નહીં સાહેબ, તે બુઢ્ઢાની સાથે કોણ જાય ? ” ગંગાનો હેતુ એ હતો કે, તેની પાસેથી દસ હજાર પડાવીને પછી ધક્કો મારવો. ”

“ ત્યારે તો બરાબર ‘ જૈસે કું તૈસા ’ મળ્યો હતો. ”

“ હા, પણ હજુરીમલનું ખુન કરવાનું તે ન્હોતી ઇચ્છતી. ”

“ ખેર, પણ ગંગાને બદલે જગીયા કેવી રીતે રાણીગલીમાં જવાને ખુશી થઇ ? ”

અમીચંદને કાંઇક આનાકાની કરતો જોઇ અક્ષયબાબુ જરા ગરમ થઇને બોલ્યા. “ યાદ રખ્ખો ! જાન સલામત ચાહો તો કોઇ પણ વાતને છુપાવો નહીં. ”

“ તે મારાજ માટે જવાને ખુશી થઇ. ”

“ તમારા માટે કેવી રીતે ? ”

“ જુઓ, હવે હું કોઇ વાત છુપાવીશ નહીં, પરંતુ આપે મને બચાવવો જોઇશે. ”

“ જો તમે ખુન નથી કર્યું, તો બ્હીવાનું કંઇ કારણ નથી. ”

“ સારૂં સાંભળો, જુઓ હું ગરીબ માણસ છું. નોકરી પણ હાલમાંજ મળેલી છે. દસ હજારનો લોભ હું થોભાવી શકયો નહીં. મેં ધાર્યું કે દસ હજારની રકમ જો મળી જાય તો બીજા કોઇ મુલકમાં જઇને જગીયાની સાથે સુખમાં દહાડા કહાડીશ. ”

“ ત્યારે તો તમે ચોર ઉપર પણ લુટ પાડવાનો ઇરાદો કર્યો.

ઓહ ! આમાં તો ઘણાં મોટા મોટા મહાત્માઓ સામેલ થઇ ગયા હતા ! ”

“ પ્રથમ આપ સઘળું સાંભળી લ્યો, પછી જે ઇચ્છા હોય તે મને કહેજો. ” અમીચંદે કહ્યું. “ જગીયા પાસેથી સાંભળ્યું કે, ગંગાની મરજી રાત્રે રાણીગલીમાં જવાની નથી, તેમ બીજી તરફથી રૂપીયાનો લોભ પણ છોડી શકતી નથી; એટલા માટે જગીયાને પોતાના કપડાં પહેરાવીને જવાનું સમજાવતી હતી અને તે એમ પણ કહેતી હતી કે રાત્રે તેને હજુરીમલ ઓળખી શકશે નહીં. દસ હજારની નોટ આપે કે લઇને તુરત ભાગી નીકળવું, અને ત્યાંથી સીધી મારી ( ગંગા ) પાસે ચાલી આવવું કે જેના બદલામાં સો રૂપીયા ઇનામના આપવામાં આવશે. એ પ્રમાણે ગંગાએ જગીયા પાસેથી સાંભળ્યું ત્યારે મેં તેને કહ્યું કે, તું એ વાત કબુલ કરી લે, આપણે એ સઘળા રૂપીયા લઇને કોઇ બીજા શહેરમાં નાસી જઇશું. મારી આ વાત જગીયાના મગજમાં ઉતરી અને તે કબુલ થઇ. ત્યાર પછી જમુના ટીકીટ લેવા આવી. તે વખતે મને સંદેહ ઉપજ્યો કે, આટલા બધા નોકર ચાકર છતાં જમુનાને મોકલવાનું શું કારણ? ખેર, જમુનાએ આવતાંજ પીવા માટે પાણી માગ્યું. હું પાણી લાવવાનું બ્હાનું કરીને ગયો પણ બારણા પાછળ છુપાઇને જોવા લાગ્યો કે તેણી શું કરે છે. મારી અજાયબી વચ્ચે જમુનાએ તેજોરી ખોલી અને તેમાંથી નોટો કહાડી. હવેજ મને સમજ પડી કે હજુરીમલે લાલતાપ્રસાદની રૂબરૂમાં તેજોરીમાં નોટો મુકવામાં ચાલાકી વાપરી હતી. અને નોટો પાછી ઉઠાવી જવાની આ બીજી ચાલાકી વાપરવામાં આવી છે. હું સમજ્યો કે, ખેર સઘળા મને ચોર સમજશે તો ભલે સમજે. ”

“ તે આટલો ચાલાક હતો, તો પછી દીવાળું કેમ નીકળ્યું ? ” અક્ષયબાબુએ પુછ્યું.

“ જુગારના કારણથીજ દીવાળું નીકળ્યું છે. ” અમીચંદે જવાબ આપ્યો.

“ વારૂ પછી ? ” અક્ષયબાબુએ મુળ વાત પર આવવા કહ્યું.

“ પછી હું પણ મનમાં બોલ્યો કે, ભલે ચાલાકી કરે; જોઇએછ કે કોણ રૂપીયા મેળવે છે ! જમુના નોટો લઇ પાણી પીને ચાલી ગઇ, ત્યારથી હું પણ કાંઇક હીંમતથી એ કામમાં પડ્યો. જગીયાને બનેલી સઘળી વાત કહી દીધી, તે ગંગાના કપડા પહેરી રાણીગલીમાં ગઇ, ત્યાં હજુરીમલથી ભેટ થઇ અને તેણે નોટનું બંડલ તેને આપ્યું ”

" પણ ખુન કોણે કર્યું ? " અક્ષયબાબુએ પુછ્યું.

" ખુન ! તે વાત હું નથી જાણતો. હું જગીયાના કહેવા પ્રમાણે ગંગાને કીનારે રાહ જોતો હતો. તે દોડતી હાંફતી મારી પાસે આવી અને નોટનું બંડલ મારા હાથમાં મુકયું, ધાસ્તીને લીધે તે ધ્રુજતી હતી. તેણે મને બંડલ આપીને કાંઇક કહ્યું, તે સઘળું તો હું સમજ્યો નહીં, પણ એટલું બરાબર સાંભળ્યું કે, હજુરીમલનું ખુન થઇ ગયું છે. "

" કોણે ખુન કર્યું, તે ન કહ્યું ? "

" તે વાત તેણી કહેવા જતી હતી, એટલામાં એક માણસે પાછળથી આવીને તેની પર હુમલો કર્યો. તેના હાથમાં એક લાંબો તેજસ્વી છરો હતો. ભયને લીધે તેણી નીચે પડી ગઇ, હું પણ જીવ લઇને ત્યાંથી નાઠો. "

" તે માણસ તારી પાછળ આવ્યો હતો ? "

" તે હું કહી શકતો નથી. થોડે દુર જવા પછી પાછું ફરીને મેં જોયું તો તે જગીયાના કપડામાંથી અધર પગે બેસીને કાંઇક શોધતો હતો. કદાચ તેના કપડામાંથી પેલું નોટોનું બંડલ શોધતો હોય. "

" તે પછી તે તારી પાછળ દોડયો હતો ? "

" તે મને ખબર નથી. હું ભાગીને એક ગલીમાં ધુસી ગયો. "

" તેને જોઇને ઓળખી શકે ખરો ? "

" મેં તેને બરાબર રીતે જોયેલો નહીં, લાંબી કાળી દાઢી હતી. લાંબા વાળના ઝુલફાથી એમ જણાતું હતું કે, તે વેશધારી છે. "

" ગાડીવાન પણ એમજ કહેતો હતો, પણ જગીયા તો તેને જરૂર ઓળખતી હતી, એટલેજ તેની સાથે ગાડીમાં બેઠી હતી. "

" હા, તે કહેવા જતી હતી, પણ તેટલામાં પેલો તેની પર તુટી પડવાથી બોલી શકી નહીં. "

" સારૂં, જગીયાનો કોઇ બીજાથી પણ સંબંધ હતો શું ? " એટલું કહી અક્ષયબાબુ અમીચંદની તરફ તેજ નજરથી જોઇ રહ્યા.

" નહીં, નહીં ! બીલકુલ નહીં. " અમીચંદ બોલી ઉઠયો.

" નહીં, હોવો જોઇએ. સારૂં પછી ? "

" બસ હવે તો કહેવાનું કાંઇ રહેતું નથી. માત્ર એટલું વધુ કહેવા માગું છું કે, ગુરૂ ગોવિંદસિંહને મેં રૂપીયા પાછા પહોંચાડી દીધા છે. "

“ હેં ! તમે પહોંચાડી દીધા ? ” અક્ષયબાબુ અને નવીનબ ચોંકીને સાથે બોલી ઉઠયા.

“ હા, સાહેબ ! મેંજ ! ” અમીચંદે ધીરેથી કહ્યું.

“ રૂપીયા પાછા કેમ પહોંચાડયા ? ” અક્ષયબાબુએ પુછ્યું,

અમીચંદે કહ્યું:—“ જ્યારે જગીયા જગતમા ન રહી તો પ રૂપીયા લઇને શું કરૂં ? મારો ગુજર તો કોઇ પણ રીતે થાય તેણીને લીધે તો રૂપીયાનો લોભ થયો હતો. હજુ પણ જો તે મ જાય તો હું તેને જોઇ લઉં. ”

“ કોને ? ” અક્ષયબાબુએ પુછ્યું.

“ જેણે મારી જગીયાનું ખુન કર્યું તેને. ” કહીને અમીચ દાંત પીસ્યા, તેની આંખોમાં આગ ચમકવા લાગી.

“ તે કોણ છે ? ”

“ આહ, જાણતો હોત—”

“ અરે કોઇ પર થોડો ઘણો શક પણ જાય છે ? ”

“ જરા જેટલી ગંધ પણ મળે તો પાતાળમાંથી પણ તે ખેંચી લાવું, ”

“ પણ તેં આ સઘળું પ્રથમ કેમ ન કહ્યું ? ”

“ તો તમો લોક મારી ઉપરજ શક લઇ જતે. ”

“ તું પણ અજબ બેવકુફ આદમી છો ! હમણાં તો તારી વા વિશ્વાસ મુકી વારંટ દબાવી રાખું છું, ગોવિંદસિંહને રૂપીયા પહોંચા દીધા તે ઘણુંજ સારૂં કર્યું, પણ યાદ રાખવું કે, મારા કહેવા ઉલટો ચાલ્યો તો—”

“ આપ જે કહો તે કરવા તૈયાર છું ” અમીચંદ વચ્ચે બો ઉઠયો.

“ સારૂં, સાંભળ મુદ્દાની વાત તો એ કે, અહીંયાની આ સઘ વાત કોઇને પણ કહેવી નહીં. ”

“ નહીં, હું કોઇને પણ નહીં કહું. ” કહીને અમીચંદ ત્યાં ચાલતો થયો.

નવીનબાબુ જે આટલીવાર થયાં ચુપ બેઠા હતા તે અમીચંદ જવાની સાથેજ બોલ્યા. “ તેની વાતપર આપ વિશ્વાસ કરો છો ?

“ કાંઇક કાંઇક કરૂં છું ” અક્ષયબાબુએ કહ્યું.

“ પણ આ છે પકકો બદમાશ ! ”

“ તે છે, પણ તેની હિંમત નહી કે તે બન્ને ખુન કરે ! હ તો એક નવો ખુની નીકળ્યો. ”

" તે કોણ ? " નવીનબાબુએ કાંઇક આતુર ઢબે પુછ્યું.

" અમીચંદ કહેતો હતો તે. "

" તે કોણ છે ? "

" જે હોય તે, જગીયાને તેની સાથે જાણ પીછાણ હતી. "

" તે તો છેજ, નહીં તો તેની સાથે જગીયા ગાડીમાં શું કામ જાય ? "

" આપ કોને સમજો છો ? " અક્ષયબાબુએ પુછ્યું.

" હું તો શાન્તપ્રસાદને સમજું છું. " નવીનબાબુએ કહ્યું.

" ઓફ ! એ સઘળી નકામી વાતો છોડી દો, શાન્તપ્રસાદ કોઇ છેજ નહીં. "

નવીનબાબુ કાંઇ બોલ્યા નહીં, અક્ષયબાબુ ઉભા થયા અને બોલ્યા " જોઇએ કે શું થાય છે, હમણાં તો જ્યાંના ત્યાં છીએ. કાંઇ પણ થયું નહીં, " કહીને ત્યાંથી ચાલતા થયા.

અક્ષયબાબુના જવા પછી દલીપદાસ ત્યાં આવી પહોંચ્યો. આવતાંજ ખુનના મામલામાં કયાં સુધી. શું થયું વિગેરે પુછ્યું, નવીન બાબુએ તેને સઘળી વાત કહી.

" ત્યારે તો અમીચંદની પાસેજ રૂપીયા છે. પાછા ફેરવવાની વાત બનાવટી છે. ચોરીના અપરાધ માટે બચ્ચાજી જરૂર જેલમાં જશે. " દલીપદાસ વાત સાંભળી લીધા પછી બોલ્યો.

" ગંગાએજ જગીયાને મોકલી હતી, તેમાં કાંઇ પણ શક હવે રહ્યો નહીં. " નવીનબાબુ બોલ્યા.

" અજી, હું પુછી લઇશ, તેની પર મને પુરો વિશ્વાસ છે. " દલીપદાસે ભવાં ચઢાવી કહ્યું.

" પણ યાર, જો ગુસ્સો ન કરો તો એક વાત કહું. " નવીનબાબુએ કહ્યું.

" કહો દોસ્ત, તમારી વાત પર વળી ગુસ્સો કેવો ? "

" સાચી વાત તો ભાઇ એ છે કે, ગંગા મને સારૂં માણસ નથી દેખાતી. "

" હું તેને પુછીશ. " દલીપદાસે વળી પાછાં ભવાં ચઢાવીને દમમાંજ કહ્યું.

વધુ કાંઇ ન કહેતાં દલીપ ચાલ્યો ગયો. નવીનબાબુ મનમાં કહેવા લાગ્યા—જે જેને ચાહે છે, તે આવી રીતે આંધળો થઇને ચાહે છે. ગંગાની ભીતરની હાલત જાણવા પછી દલીપ સમજી શકે કે, તે કેવો ભ્રમમાં પડયો છે. સત્ય છે કે, સ્રીની લીલા દેવતા પણ જાણી શકતા નથી.

# પ્રકરણ ૨૦ મું.

## એક ભેદી કાગળ-ખુનીને સપડાવાની બાજી.

બે દીવસ સુધી તો અક્ષયબાબુની કાંઇ ખબર મળી નહીં. ત્રીજે દીવસે એક માણસે આવીને નવીનબાબુને કહ્યું ' અક્ષયબાબુ આપને હમણાંજ બોલાવે છે ' માત્ર એટલુંજ તે જાણુતો હતો.

નવીનબાબુ ઝડપથી ઉઠીને તેમને મળવા ચાલ્યા. ત્યાં જઇ જુએ છે તો અક્ષયબાબુ અને અમીચંદ બંન્ને બેઠા છે અક્ષયબાબુ હસીને બોલ્યા. " પધારો, નવીનબાબુ ! પ્રથમથીજ આપ મારી સાથે છો તો છેવટમાં આપને છોડવા ઠીક નહીં."

" કેમ ! શું ખુની પકડાઇ ગયો ? "

" પકડાયો નથી, પણુ પકડાવામાં હવે વિશેષ વિલંબ નથી. " અક્ષયબાબુએ કહ્યું.

" વાત શું છે, કહો તો ખરા ? "

" લ્યો, આ કવર જુઓ " કહીને અક્ષયબાબુએ એક કવર આપ્યું. નવીનબાબુએ જોયું તો સરનામું અમીચંદનું હતું. રજા માગીને તે ખોલ્યું અને અંદરથી કાગળ કહાડીને વાંચ્યો. તેમાં લખ્યું હતું કે,—જો રાણીગલી વાળા ખુનની આફતમાંથી બચવા માગતા હો તો કાલે રાતના અગીયાર વાગતે બીડન ગાર્ડનના પુર્વ દક્ષિણુ ખુણાં પર આવો. યાદ રાખવું કે સાથે કોઇ ન આવે. તે વખતે એક સારો માણસ આવીને ચીરૂટ સળગાવવા માટે દીવાસળી માગશે. બસ તેની સાથે વાતચીત કરવાથી સઘળો ખુલાસો થઇ જશે. એ પ્રમાણે વાંચી લઇને નવીનબાબુએ કહ્યું. " પણુ આ કોણે લખ્યું છે, તે કેમ જણુાશે ?"

" જેણે ખુન કર્યાં તેણેજ લખેલું છે અમીચંદ બોલી ઉઠયો.

" હા, હું પણ સમજુ છું કે, ખુનીએજ લખ્યો છે." અક્ષયબાબુ બોલ્યા. " તેણે જગીયાનું ખુન કરતી વેળાએ અમીચંદને જરૂર જોયેલો હતો. નહીં તો અમીચંદ આ ખુનને લીધે વિપતમાં પડયો છે તે આપણા સીવાય તો બીજું કોઇ જાણુતું નથી. જરૂર તેજ ખુની છે અને હવે તે અમીચંદ પાસેથી રૂપીયા મેળવવા માટે આ કોશીશ કરે છે."

નવીનબાબુ—" હા બનવાજોગ છે. "

" બનવાજોગ નહીં; પણ બરાબર એમજ છે." અક્ષયબાબુએ ભાર દઇને કહ્યું.

" એવા તો કેટલાય આપના 'બરાબર' સાંભળી ચુકયા." નવીનબાબુએ હસીને કહ્યું.

" સારૂં, આ વખતે જોઇ લેજો, એજ બરાબર છે."

" તો શું આપ અમીચંદની સાથે તેને પકડવા જશો ?"

" જરૂર ! તમારે પણ આવવું પડશે, ઉપસંહાર ( છેવટ ) માં તમારે સાથે રહેવું જોઇએ."

" હું પણ આવીશ તો જરૂર, હવે જોઇએ કે છેવટ આવે છે યા આગળ વધીએ છીએ."

ગોઠવણ નક્કી થઇ, અમીચંદ રજા લઇ ચાલ્યો, જતી વખતે અક્ષયબાબુએ કહ્યું:–" અમે ગાર્ડનના પુર્વ દક્ષિણ ખુણાની નજીકમાં રહેશું, બરાબર અગીયારને ટાઇમે."

" બાપરે બાપ, આતો પાકો બદમાશ છે." અમીચંદના જવાની સાથેજ નવીનબાબુ બોલી ઉઠયા.

" શું કહું યાર !" અક્ષયબાબુ હસીને કહેવા લાગ્યા. "એતો કાંટા ખેંચીને કાંટો કાઢવો પડે છે. આ લુચ્ચાએ રૂપીયા ગળી જઇને પાછા ઓકી દીધા છે."

" ધાસ્તીથી હં, નહીં તો છે બડો બદમાશ."

" પણ એ બદમાશને હાથમાં લીધા વગર ખુનીને પકડવો બહુ મુશકેલ થઇ પડત."

" સારૂં, હવે કહો તો આ પત્ર કોણે લખ્યો છે ?"

" જેણે હજુરીમલ અને જગીયાના ખુન કર્યાં છે."

" ખેર, તો તે કોણ છે ?"

" ખચીત, કોઈ છે તો જાણ પીછાણનો."

" કોણ ગુરૂ ગોવિંદસિંહ ?"

" અરે ! તમે તો ગુરૂ ગોવિંદસિંહને છોડતાજ નથી; ખરી વાત એજ છે કે, તેણે ખુન કર્યાં નથી, તેની હું બરાબર ખાત્રી કરી ચુકયો છું."

" તો આપ કોને સમજો છો ?"

" હવે કોઇને સમજવાની ઇચ્છા નથી રહી, સમજી સમજીને જીવ ઉબકાઇ ગયો છે, હવે તો રાતનાંજ તેને જીવતો જાગતો જોઇ લઇશું."

પણ આટલી વાતથી નવીનબાબુ કાંઇ ચુપ રહે તેવા ન્હોતા. તે બોલ્યા:—" ખુનીજ આવશે, એમ આપ કેમ કહી શકો છો ? બનવાજોગ છે કે જેણે કાગળ લખ્યો છે, તે ખુનની વાત કાંઇ જાણતો

હોય અગર સાંભળ્યું હોય. અથવા તો એમ સાંભળ્યું હોય કે અમીચંદ આ ખુનમાં સામેલ છે, અને કાંઇક રૂપીઆ કઢાવવા માટે તેને બોલાવ્યો હોય."

" આપનું કહેવું બરાબર થઇ પડતે, પણ અહીં એ વાત નથી. આમાં તો અંદરનો ભેદ બ્હારનું કોઈ જાણતું નથી. અમીચંદ ખુનની વખતે ત્યાં હતો, એ વાત ત્રણ માણસોજ માત્ર જાણે છે."

" સારૂં, નામ લ્યો. "

" પ્રથમ જગીયા, તે તો મરી ચુકી બીજો અમીચંદ જે પહેલાં આપણી સામે કબુલ કરી ચુક્યો, તે બીજા કોઇને જાહેર કરી શકે નહીં. ત્રીજો એજ કે જેણે ખુન કર્યા"

" આપ જે કહો છો તે બરાબર છે."

" તો અમીચંદ ખુનમાં સામેલ છે, એ વાત ખુની સિવાય બીજો કોઇ જાણી શકે તેમ નથી."

" તો પછી તે અમીચંદને આવી રીતે કાં બોલાવે છે ?"

" રૂપીયાના લોભથી; હું તો પ્રથમથીજ કહી ચુક્યો હતો કે રૂપીયાના લોભથી તેણે હજુરીમલનું ખુન કર્યું હતું, પણ ખુન કરવા છતાં તેને રૂપીયા મળ્યા નહીં. તે રકમ જગીયાના હાથમાં ગઇ હતી. જગીયા અકસ્માત હજુરીમલનું ખુન થતું જોઇને સ્તબ્ધ થઇ ગઇ હતી, અને તે સ્થિતિમાં તે ચુપચાપ ખુનીની સાથે ગાડીમાં જઇ બેઠી. તે પછી તક સાધીને ભાગી અને રૂપીયા અમીચંદને આપ્યા પેલો ખુની પોતાના હાથમાંથી આ પ્રમાણે રકમ જતી જોઇને દીવાનાની માફક ઝનુનથી તેણીની પાછળ દોડયો અને અમીચંદની સાથે તેને વાત કરતી જોઇને છાતીમાં છુરો ભોંકી દીધો. જ્યારે તેના કપડામાં નોટો નહીં મળી, ત્યારે તે અમીચંદની પાછળ દોડયો અને અને જો તે મળત, તો બેની જગ્યાએ ત્રણ ખુન થાત, અને એક વધુ બદમાશનો ભાર ધરતી પરથી ઓછો થાત. "

" વાત તો સત્ય જણાય છે પણ તેણે રૂપીયાના લોભથી બબ્બે ખુન કરી નાખ્યા ? "

" રૂપીયાને માટે હમેશાં એવું બન્યા કરે છે. "

" રૂપીયા માટે ખુન ? બાપરે ! તો આપ કોની પર શક લઇ જાઓ છો ?"

" અને આપને કોની પર જાય છે ? "

" હું તો કાંઈ પણ સમજી શકતો નથી. આપ કોઈ પર લઈ જાઓ છો ?"

" હું તો લાલતાપ્રસાદને ખુની સમજું છું." અક્ષયબાબુએ કહ્યું.

" લાલતાપ્રસાદ !" નવીનબાબુ ચોંકીને બોલ્યા " તેની પર સંદેહ કેમ કરો છો ?"

" તેનું કારણ છે. હું કહી આપું છું કે આજ રાત્રે લાલતાપ્રસાદ પકડાઈ જશે, કાલે જેલમાં જશે અને એક માસની અંદર તેને ફાંસી થશે."

નવીનબાબુ આ સાંભળીને દંગ થયા. તેની સામે આવો બનાવ પહેલોજ હતો, અક્ષયબાબુને તો ખુબ અભ્યાસ હતો. નવીનબાબુએ વળી પાછો તેજ પ્રશ્ન કર્યો. પણ આપ લાલતા પર શા કારણથી સંદેહ કરો છો ?"

" એ છોકરાની મને કાંઈક ખબર મળી છે. બાહેરથી તે સાદો છે, પણ અંદરથી તે જુગારી અને શરાબી છે. યુવાન છે, હાથમાં પૈસા પણ છે, આ સમયે તેને પૈસાની ઘણી જરૂર આવી પડી હતી. આવી સ્તિતિમાં માણસ ગમે તે કરવાને અચકાતો નથી."

" પણ તેણે કેમ જાણ્યું કે હજુરીમલની પાસે રૂપીયા છે ?" નવીનબાબુએ પ્રશ્ન ઉઠાવ્યો.

" ગંગાની સહાયતાથી."

" કેમ ?"

" કેમ શુ સાહેબ, ગંગા સાથે તેને છુપો સંબંધ છે. જો ગંગા કોઈને જરા પણ ચાહતી હોય તો તે લાલતાપ્રસાદનેજ. લાલતા તે રાત્રે હજુરીમલની શું દશા કરશે, તે તેણી જાણતી હતી અને એ ભયને લીધેજ તે પોતે રાણીગલીમાં ન જતાં જગીયાને મોકલી હતી."

" આપ તો ઘણી વિસ્મયની વાત—"

" વિસ્મયની કાંઈ નહીં, એવું ઘણું થયા કરે છે." અક્ષયબાબુ વચ્ચે બોલી ઉઠયા.

હવે નવીનબાબુને દુનીયા પર તીરસ્કાર છુટયો. 'બાપરે બાપ! દુનિયા તો મોટું ખરાબીનું ધામ છે.' એમ બબડી, સાંજે પાછા આવવાનું કહી તેઓ ઘર તરફ રવાના થયા.

# પ્રકરણ ૨૧ મું.

## નવીનબાબુના તરંગો.

ઇચ્છા કરવા છતાં પણ નવીનબાબુ આ ઘટનાને મનમાંથી દુર કહાડી શકતા નથી. જ્યારથી ખુન થયાં છે, ત્યારથી ખાવા પીવાનું પણ રૂચતું નથી. દીવસ રાત્રી એજ વિચારમાં વીતે છે. તેઓએ પણ બે ત્રણ ડિટેક્ટીવ વાર્તાઓના પુસ્તકો લખ્યાં છે, પરંતુ આવો ગુંચવણ ભર્યો અને ભેદી પ્લોટ પોતે આપી શકયા નથી. તેણે વિચાર્યું કે, આટલુંજ લખીને પોતાને કોઇ ઉપસંહાર ( છેવટ પરિણામ ) લખવા કહે તો બસ કલમ બંધ, આંખો સ્થિર! આ વાર્તાનું છેવટ કેવી રીતે દીલચસ્પ લાવી શકાય, તેનો પત્તો તેમને કલ્પનાના રાજ્યમાં મળી શકયો નહીં આ મામલાતાં ખુનીનો પતો મળવાની બાબતમાં તે એકદમ નિરાશ થઇ બેઠા.

નવીનબાબુ વિચારવા લાગ્યા કે, અક્ષયબાબુ એક બાહોશ ડિટેક્ટીવ છતાં ડગલે ડગલે ભુલતા ગયા છે. આજે પણ કહે છે કે ખુનીજ અમીચંદને મળવા આવશે; પણ જે બબે ખુન કરી બધાની નજરમાંથી બચી જવા પામ્યો છે, તે આમ જાહેર રીતે મળવાને કેમ આવે ? હા, રૂપીયાના લોભથી તેનું આવવું બનવા જોગ છે, પરંતુ અમીચંદ પકડાવી દેશે એવો ભય પણ તેને જરૂર હોઇ શકે. બેશક તે એટલો વિચાર કરી શકે કે અમીચંદ પોતાની જીંદગીના ભયને લીધે આ વાત જાહેર નહીં કરે, રૂપીયામાંથી ભાગ આપી પોતાના બચાવને માટે તે વાતને છુપાવી દેશે. જો લાલતાપ્રસાદજ ખુની હોય તો તેણે નક્કી માન્યું હશે કે અમીચંદ તેની વાતથી ઉલટો નહીં ચાલે, નહીં તો તે અમીચંદને પકડાવી આપે ગમે તે હો, પરંતુ તે આ વાત તો જાણુતો નથી કે, અમીચંદે ગુરૂ ગોવિંદસિંહને રૂપીયા પાછા પહોંચાડી દીધા છે. જો તેમ ન હોય તો તે રૂપીયા માટે થઇને અમીચંદને મળવા આવે નહીં. એમ પણ બની શકે કે, આ સઘળી અમીચંદની લીલા હોય. અત્યાર સુધી તેણે જેટલી વાતો કહી છે, તે સઘળી જુઠી; એક પણ સાચી નહીં. કેવળ અક્ષયબાબુની આંખો આંજવા માટેનીજ. એ મોટો ધુર્ત અને બદમાશ છે, તેમાં તો કાંઇજ શક નથી. રૂપીયાના લોભથી તેણે પોતેજ કોઇ ગુંડા પાસે આ ખુન કરાવ્યું હોય, કેમકે તે હજુરીમલની સઘળી વાતો જાણુતો હતો. જગીયાને પણ તેણેજ મારી નાખી, એટલા માટે કે તેણે હજુરીમલનું ખૂન થતાં જોયું હતું. કોણ જાણે કયારેક જગીયાના મ્હોડામાંથી

ભેદ ખુલી જાય તેનો તેને ભય હતો. અમારી સામે તેણે જે જે વાતો કહી છે તે સઘળી બનાવટી છે, પેલા કાગળનો પ્રપંચ પણ તેણેજ રચેલો છે અને આજ રાત્રે બીડન સ્ટ્રીટની ઘટના પણ તેણેજ રચેલી છે. અક્ષયબાબુનું નામ ડિટેકટીવ તરીકે ઘણું પંકાતું સાંભળતા હતા, પણ આ મામલામાં તો જોઇએ છીએ કે, જેટલી વાત તે બરાબર અને નિશ્ચય પર આવીને કહે છે, તેમાંથી એક પણ ખરી પડી નથી. આજે પણ તેવુંજ થશે. આટલા દીવસ પસાર થઇ ગયા છતાં તેઓથી કાંઇ બની શકયું નહીં, ત્યારે પછી બીજું શું કહી શકાય ?

આખો દીવસ નવીનબાબુએ કાંઇ પણ કામકાજ વગર એજ ખુનના મામલાને લગતી ચિન્તામાં પસાર કર્યો, પણ કોઇ વાત સ્થિર થઇ નહીં. તેઓ પોતાના મન સાથે બોલી ઉઠયા. " રામ ! રામ ! આજ રાત્રે આ મામલાનો ફડચો થઇ જાય તો ગંગ ન્હાયા. હું તો મારી કલ્પનાની–મનઘડત વાર્તાઓ લખવામાંજ મોજ કરતો હતો. સત્ય બનાવોમાં કમબખ્ત મોટા મોટા બખેડા છે. "

# પ્રકરણ ૨૨ મું.

## જાળમાં શીકાર—અરે ! આ કોણ ?

સાંજ પડવા પછી થોડી વારે નવીનબાબુ ડીટેકટીવને મળવા ચાલ્યા. જ્યારે તેઓ તેના મકાન પર પહોંચ્યા ત્યારે અક્ષયબાબુ ખાણું લેવામાં રોકાએલા હતા.

દસ વાગતાને સુમારે બંને બીડન ગાર્ડનની તરફ ચાલ્યા, અક્ષયબાબુએ પોતાની સાથે બે મજબુત કોન્સ્ટેબલ લીધા, જેણે એક ગ્રહસ્થ તરીકેનો સાદો પોશાક પહેર્યો હતો. ઘેરથી નીકળતી વખતે અક્ષયબાબુએ પોતાના ખીસ્સામાં કારતુસથી ભરેલી સાત નળીની પીસ્તોલ રાખી લીધી હતી અને કહ્યું હતું કે, " આવે સમયે સાવચેત રહેવું જોઇએ. ધોખામાં મરવું ઠીક નહીં "

રાતના સાડાદસ વાગતે તેઓ સઘળા બીડન ગાર્ડન પાસે આવી પહોંચ્યા, હજુ રસ્તો બંધ ન્હોતો થયો, લોકોની આવ જા ચાલુ હતી. બાગની અંદર પણ હવા ખાવા નીકળેલા લોકો ટહેલી રહ્યા હતા.

ત્યાંનો એ પ્રમાણેનો ઠાઠમાઠ જોઇને નવીનબાબુ બોલ્યા– " ઘણા આશ્ચર્યની વાત છે કે, તે માણસ આવી જગ્યામાં ખુલ્લમ ખુલ્લા અમીચંદને મળવા આવે ? "

અક્ષયબાબુએ કહ્યું—" એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે, તે માણસ ઘણો ચાલાક છે. તે જેટલી સરાઇથી મળશે એટલો શક ઓછો રહેશે."

"હા, એ વાત આપની ઠીક છે."

"હું તો બરાબરજ કહું છું."

" પરંતુ હમણાં સુધી તો આપની કોઇ વાત બરાબર ઉતરી નથી."

અક્ષયબાબુએ હસીને કહ્યું—" મનુષ્યથી ભુલ થાય છે. ભુલ નહીંજ થાય એવી કોઇ બડાઇ કરી શકે નહીં. ખેર, હજુ આપણો મિત્ર ન દેખાયો."

" કોણ મિત્ર ?"

" અરે ! શું હજુ પણ વળી તેની ઓળખ આપવી પડશે ? એજ આપણો વ્હાલો મિત્ર અમીચંદ, કે તેના મનમાં જો પસ્તાવો ન થયો હોત તો, આજે મને ખુની પકડવાનો પ્રસંગ કયાં મળત ?"

"તો શું આપને ખાત્રી છે કે, આજે ખુનીજ અહીંયા આવશે?"

" જરૂર " અક્ષયબાબુએ ભારથી કહ્યું.

વાતો કરતાં તેઓ બાગના પુર્વ દક્ષિણ ખુણાપર પહોંચ્યા. જોયું તો ત્યાં વધુ માણસો ન્હોતા. માત્ર બે ત્રણ માણસો ફરતા હતા. ખુણાના ભાગમાં એક ખાલી બેન્ચ જોઇને તેની નજીકમાં ગયા, તેની પાછળ ઝાડોની ગીચ ઝાડી હતી. તે ઝાડીની પાછળ બહારની સડક અને સડકની સામી બાજુએ તેવીજ ઝાડી હતી, " ઠીક જગ્યા છે " કહીને અક્ષયબાબુએ પોતાના સાથીઓને ઇશારો કર્યો, અને આજુબાજુ કોઇની નજર ન પડે તેમ જોઇને પોતાના સાથીઓ સાથે ઝાડીમાં છુપાઇ બેઠા.

અમીચંદ હજુ પણ ન આવ્યો, અગીયારનો ટાઇમ લગભગ થવા આવેલો જોઇ અક્ષયબાબુ કાંઇક ગભરાયા, પરંતુ બે ત્રણ મીનીટ વિતતાંજ અમીચંદ તે તરફ આવતો દેખાયો.

ઝાડીની પાસે પહોંચીને અમીચંદ ચોતરફ જોવા લાગ્યો, પણ અક્ષયબાબુને ન જોવાથી મનમાં ડરવા લાગ્યો. નિરાશ થઇ તે આગળ વધવા લાગ્યો, તેટલામાં ઝાડીમાંથી ચોકસ પ્રકારનો અવાજ સંભળાયો એટલે અમીચંદે સમજી લીધું કે અક્ષયબાબુ નજીકમાંજ છે. તે ઝાડીની પાસે ટહેલવા લાગ્યો. અક્ષયબાબુએ પ્રથમથીજ તેને ચેતાવ્યો હતો કે, ઝાડીમાંથી અવાજ આવે એટલે સમજી જવું.

ડિટેકટીવ અક્ષયબાબુ પોતાના સાથીઓ સાથે ઝાડીમાં છુપાઇ

બેઠા છે, મચ્છરોના ચટકા ચુપાચુપ સહન કરી રહ્યા છે, થોડી મીનીટો એમજ પસાર થવા પછી 'મલ્લીક ટાવર'ની ઘડીયાલમાં અગીયાર ટકોરા ઠોકાયા. અમીચંદ ચોંકીને ચોતરફ જોવા લાગ્યો, અગીયારના ટકોરા સંભળાતા ફરવા આવનારાઓ પણ બાગમાંથી નીકળીને ઘર જવા લાગ્યા, લોકો તદન ઓછા થતાં ચાલ્યા. અમીચંદ આજુબાજુ નજર ફેરવવા લાગ્યો, પણ કોઇ તેને આવીને હજું સુધી મળ્યું નહીં. હવે શું કરવું, એવો વિચાર કરે છે એટલામાં એક માણસે ધીરે ધીરે તેની પાસે આવીને કહ્યું. "આપની પાસે દીવાસળી હોય તો મહેરબાની કરી આપો, જરા ચીરૂટ સળગાવી લઉં."

હવે અમીચંદના જીવમાં જીવ આવ્યો, દીવાસળી લઇ પેલાએ ચીરૂટ સળગાવી, અને તે રોશનીમાં અમીચંદે તે માણસને ખુનની રાત્રે લાંબી કાળી દાઢીવાળો જોયેલો તેજ હતો. અમીચંદ તેની સુરત ભુલ્યો ન્હોતો, તેને જોતાંજ અમીચંદ ધ્રુજવા લાગ્યો જે માણસે તેની સામેજ જગીયાનું ખૂન કર્યું હતું, આજે તેજ માણસ એજ રૂપમાં તેની સામે ઉભો છે.

અમીચંદનું ગળું સોસ મારી ગયું, તેના મ્હોડામાંથી એક શબ્દ પણ નીકળી શક્યો નહીં. સળગાવેલી ચીરૂટ ગંભીર ભાવથી ફુંકતા પેલા માણસે દીવાસળીની ડબી અમીચંદને પાછી આપી, ત્યાંથી જવા ચાહતો હોય તેમ જરા કોર મરડી, પણ તુરત તેણે પાછું અમીચંદ તરફ જોઇને ધીરેથી પુછ્યું—"તમોને મારી ચીઠી મળી કે?"

"હા, ત્યારે તો હું અહીં આવ્યો છું. આપે કયા કામને માટે મારાથી મળવા માગ્યું?"

"કહું છું, ચાલો બેન્ચપર બેશીએ" કહીને પેલો બેન્ચપર બેઠો, હવે અક્ષયબાબુ વિગેરે ઝાડીમાં બેઠેલાઓ તેનો ચ્હેરો જોઇ શક્યા, પણ તેને ઓળખી શક્યા નહીં, તેમ આગળ કદી એવો ચ્હેરો જોયેલો હોવાનું પણ કોઇને યાદ ન્હોતું. જે કાળી લાંબી દાઢીની વાત ગાડીવાને કહી હતી, તે આજે જોવામાં આવી. અમીચંદ ઇચ્છા નહીં છતાં તેનાથી જરા અલગ બેન્ચ પર બેઠો, તેના મનની સ્થિતિ આ વખતે કેવી હતી. તે વિચારવા કરતાં અનુભવથીજ સમજી શકાય. જગીયાનું ખુન થતી વેળાએ જે ચમકદાર છુરો તેણે જોયેલો તેનો ચીતાર તેના મનમાં વારેવારે આવવા લાગ્યો. અમીચંદે ધીમેથી કહ્યું. "આ જગ્યા છુપાઇને બેસવાને લાયકની નથી."

" નહી, આ સારી જગ્યા છે. " પેલાએ કહ્યું. " આપણે બેસીને વાતો ચીતો કરીએ છીએ, તેમાં કોઇને સંદેહ ઉપજવાનું કારણ નથી. "

અમીચંદે કાંઇ જવાબ ન આપતાથી તે બોલ્યો:—" સારૂ, લ્યો હવે કામની વાત પર આવીએ. "

" શું વાત છે કહો " અમીચંદ બોલ્યો.

" પેલા રૂપીયા મને જોઇએ " પેલાએ કહ્યું.

" કયા રૂપીયા ? "

" તમે તો જાણોજ છો, જગીયાએ તમોને જે આપ્યા હતા તે. "

" તેણી–તેણીતો મારી ગઇ છે. "

" " હા. શોર નહીં કરો, ધીમેથી બોલો, નહીં તો તમારી પણ તેવીજ દશા થશે. " પેલાએ દમામથી કહ્યુ.

" તે–તે રૂપીયા મારી પાસે નથી. "

" ચાલાકી નહીં કરો, જગીયાએ આપેલા રૂપીયા તમારી પાસે છે, તે મને જોઇએજ જોઇએ. " પેલાએ ભારથી જણાવ્યું.

અમીચંદનું કલેજું કંપવા લાગ્યું, ભયથી તેણે ચોતરફ જોયું, આખા શરીરમાં પરસેવો ફુટી નીકળ્યો, લથડતી જીભે તે બોલ્યો; " તે રૂપીયા મારી પાસે નથા. "

" જુઓ, મારી પાસે બદમાશી નહીં ચાલે. " પેલાએ કડકીને કહ્યું.

હવે અમીચંદને હિંમત આવી, તેણે પોતાની છાતી પર જાણે તવો રાખ્યો અને કહ્યું:–જો ન આપું તો ? "

પેલાએ ખડખડાટ હસીને જવાબ આપ્યો:–" નહીં આપો તો હું જાહેર કરી દઇશ કે તમેજ ખુન કર્યા. "

મેં પોતે તમારીજ છરીથી જગીયાનું ખુન થતાં જોયેલ છે, પછી તમે—"

અમીચંદની વાત પુરી થવા પામી નહીં કે, પેલો પાછો હસવા લાગ્યો–" એ વાતનો હું ઇનકાર કયાં કરૂં છું ? જરૂર જણાશે તો હજુપણ બેચાર વધુ ખુન કરી નાખીશ, પણ તમે મારો વાળ પણ વાંકો નહીં કરી શકો. તમે મને જાણુતા નથી કે હું કોણ છું ? અને બીજો કોઇ પણ જાણી શકશે નહીં. જો તમારૂં ભલું ઇચ્છત્તા હો તો રૂપીયા આપી દયો, નહીં તો તમોને પણ ખતમ કરી દઇશ. મને જેવો તેવો ન સમજતા. "

એટલામાં ઝાડીમાં ખખડાટ થયો, પેલો માણુસ ચોંકીને ઉભો

થઇ ગયો, જોયું તો ચાર માણુસો તેમાંથી બાહેર નીકળી આવ્યા. અમીચંદ પેલાને પકડવા લાગ્યો, પણુ પેલાએ ધક્કો મારીને તેને દુર કર્યો, છતાં પોતે ભાગી શકયો નહીં. તે કમ્મરમાંથી છુરો કાઢતો હતો તેટલામાં અક્ષયબાબુ પોતાના દુત સાથે તેની પર પડયા. મોટી મહેનત પછી તેને બાંધવામાં આવ્યો.

અક્ષયબાબુ બોલ્યાઃ—" નવીનબાબુ ! લાલટેન ખોલો તો, જોઇએ કે આ દેવતા કોણુ છે. "

નવીનબાબુ પાસે પોલીસની લાલટેન હતી, તે ખોલીને તેના ચ્હેરાપર ધરીને કહ્યું " હું તો નથી ઓળખતો. "

" સારૂં, જુઓ આપ હમણાં ઓળખી શકશો, તેણે અવાજ બદલ્યો છે તે શું થયું ? " કહીને અક્ષયબાબુએ તેની દાઢી પકડીને ખેંચી; જે નકલી હોવાથી નીકળી પડી અને તેનો અસલ ચ્હેરો જોઇને નવીનબાબુ એટલા તો અજબ થયા કે એવા જીંદગીમાં પ્રથમ કદી નહીં થયા હોય. સઘળા એક સાથે ચોંકીને બોલી ઉઠયા— " અરે ! આ કોણુ ? "

# પ્રકરણુ ૨૩ મું.

## ખુની કોણુ ?

શીકાર જાળમાં સપડાઈ ગયો, નાશી છુટવાનો ઉપાય રહ્યો નહીં, ત્યારે તે હિમ્મત છોડીને બોલ્યોઃ—" જયારે મારીજ મુર્ખાઇથી પકડાઇ ગયો, ત્યારે હવે ભાગીશ નહીં. હવે મને જરા ઉઠીને બેસવા દો. "

બે પહેલવાન સરખા કોન્સટેબલ તેની છાતી પર ચડી બેઠા હતા, અક્ષયબાબુ અજાયબીમાં અલગ ઉભા હતા, નવીનબાબુએ આવી ઘટના જીંદગી ભરમાં જોઇ નહોતી. જેની પર તેઓને એક સેકન્ડ ભર પણુ સંદેહ નહીં ઉપજેલો, તેને પોતાની સામે ખુની તરીકે જોઇને ડિટેકટિવ અને ડિટેકટીવ વાર્તા લેખકનું મગજ ઘુમી ગયું.

અક્ષયબાબુ તો ઠર્યા ડિટેકટીવ દેવતા ! તેણે તુરત પોતાનો ભાવ છુપાવ્યો અને પેલાને કહ્યું—" તું મોટો બહાદુર છે, એ વાત આજે અક્ષય હજાર વાર કબુલે છે. "

પેલાએ હસીને કહ્યુંઃ—" શું કહું બાબુ સાહેબ ! રૂપૈયાને લીધેજ મારી આ દશા થઇ, તેને માટેજ આ કામ કર્યું અને આજે પણુ રૂપીયાના લોભમાંજ પકડાઇ ગયો, નહીંતર તમારી બુદ્ધિથી હું કદી પણુ પકડાઇ શકવાનો ન્હોતો. "

આ વખતે તે પોતાના અસલ અવાજમાં બોલ્યો અને સઘળા-ઓએ તેને બરાબર પીછાણ્યો.

અક્ષયબાબુએ કહ્યું.—" અરે યાર ! તું તો બડો ગુરૂઘંટાલ નીકળ્યો. આ બે પ્રકારના જુદા જુદા સાદ કહાડવાનું તું કયારે શીખ્યો ? હમણાંજ તું તારી અસલ જબાનમાં બોલવા લાગ્યા.

" અજી બાબુ સાહેબ ! તેને માટે તો મારે વરસો સુધી પ્રેક-ટીસ કરવી પડી છે, અને ઘણી ઘણી મુશ્કેલીથી ઉમને વાળી વાળીને તે શીખ્યો છું. એ નકલી અવાજ કે જે હું અત્યાર પહેલાં બોલી રહ્યો હતો તે બોલતાં શરૂઆતમાં ચ્હેરાને બહુ બગાડવો પડતો હતો અને બોલવામાં પણ તકલીફ થતી હતી, પરંતુ ધીમે ધીમે તે વિદ્યા પરીપૂર્ણ કરી લીધી. આજે નકલી અવાજથી બોલવામાં ગાલને કીનારે કાનપટી પાસે ચીમડી જરા સંકોચાય છે, પણ રાત વેળાએ તે કોઇ જોઇ શકતું નથી. આ રીતે બે પ્રકારનાં સાદ કહા-ડવાની વિદ્યાથી તો મેં ઘણાં ઘણાં કામો કર્યા છે. શું કહું, આજે જો હું પોતે મુર્ખાઇ ન કરત, તો તમે મને કદી પણ પકડી શકત નહીં. "

અક્ષયબાબુએ હસીને કહ્યું:–" હા, અત્યારે તો તારી વાત માન્ય રાખ્યા વગર છુટકો નથી, તે કાંઇક કાંઇક સાચી પણ છે. "

આટલીવાર સુધી નવીનબાબુ એ પુતળાની માફક ઉભા હતા, મ્હોડા પર કોઇ વાત આવતી ન્હોતી. હવે તે બોલ્યા:–" અરે ! આ સઘળા પિશાચનાં કામો તેં કર્યાં છે ? "

પેલાએ કાંઇ જવાબ આપ્યો નહીં, પણ ખડખડાટ હસવા લાગ્યો.

નવીનબાબુ તેની આ પ્રકારની નફટાઇ પર બહુ નારાજ થયા અને ઝડપથી તેની સામેથી મ્હોડું ફેરવી લીધું.

આ જોઇ વળી પેલો ખડખડાટ હસ્યો. અક્ષયબાબુએ પણ હસીને કહ્યું:–" આટલા દીવસ પછી હું પણ આજે માનું છું કે, તારાથી હું હાર્યો, કારણ કે તારી ઉપર મને કદી પણ શક ગયો ન્હોતો. "

પેલો મ્હોડેથી કાંઇ ન બોલતાં ફરી પાછો હસી પડયો. હવે નવીનબાબુથી સહન ન થયું. તેમનો પીત્તો ઉછળી આવ્યો, તે ગુસ્સાથી ગર્જના કરી બોલ્યા–" અરે ચંડાળ ! તને શરમ નથી આવતી, ઉલટો હસે છે ? "

નવીનબાબુને ઉશકેરાતા જોઇ અક્ષયબાબુએ હસતા હસતા કહ્યું:–" કેમ, કેમ ! મિત્ર પર આવી હાલતમાં ક્રોધ કેમ કરો છો ? "

"જહાનમમા જાય મિત્ર!" નવીનબાબુ ગુસ્સાથી અધિર થતા બોલ્યા. શાનો મિત્ર? આવો બેશરમ અને પિશાચનાં કામો કરનાર મારો કદી પણ મિત્ર નહીં. ન્હાનપણમાં એક સાથે ભણતા હતા, બસ એટલીજ મારી અને તેની વચ્ચે ઓળખાણ છે."

અક્ષયબાબુ બોલ્યાઃ—"સારૂં, એ સઘળી વાતોથી અત્યારે કાંઇ લાભ નથી, જુઓ દલીપદાસ! જો કંઇ વાંધો ન હોયતો તમારી સઘળી કહાણી અમોને કહી સંભળાવો, સાથે એમ પણ હું કહી આપું છું કે, તે સઘળું તમારી વિરૂદ્ધમાં રજુ કરવામાં આવશે એટલે કહેવું ન કહેવું તમારી ખુશી પર છે. હવે તમારે માટે ફાંસી તો તૈયારજ છે."

દલીપદાસ થોડી વાર ચુપ રહી બોલી ઉઠયોઃ—"કોણ કહે છે મેં ખુન કર્યું? એક સારા માણસ પર જુલમ ગુજારવાનું ફળ તમે હમણાં ચાખશો."

"અરે નરાધમ પિશાચ! વળી પાછો જુઠી વાત કહે છે?" નવીનબાબુ ગર્જના કરી ઉઠયા.

"ચુપ રહે બદમાશ" દલીપને કહીને અક્ષયબાબુએ અમીચંદ તરફ ફરીને કહ્યુંઃ—"ધ્યાનમાં રાખવું કે હમણાં તેણે આપણા પાંચ માણસોની વચ્ચે ખુન કરવાનું કબુલ કર્યું છે."

"તમે લોક રૂશવત લેવાને માટે આ બધું કરી રહ્યા છો, પણ તેનો બદલો તમારે તાત્કાળીક ભોગવવો પડશે." દલીપદાસે ફરીથી દમ ભરાવ્યો.

ગુસ્સાને લીધે નવીનબાબુ બોલી શકયા નહીં. અક્ષયબાબુએ દલીપને કહ્યુંઃ—"સારૂં, હમણા તો આપ થાણા પર પધારીને વગર ભાડાના મકાનમાં આરામ ફરમાવો, પછી ફાંસી પર સ્વાર થજો." કોન્સટેબલ તરફ ફરીને "રામસીંહ! બાપુજીને કડી પહેરાવી દો"

હુકમ થતાંજ રામસિંહ કોન્સટેબલે દલીપદાસને હાથકડી પહેરાવી દીધી અને બે ત્રણ ધક્કા મુક્કા અને થપ્પડ ઠોકર મારીને તેની ગરમી ઉતારી. દલીપે લાંબો શ્વાસ ખેંચ્યો; પછી ડાહ્યો ડમરો થઇને ઉભો થયો. બીજા કોન્ટેબલે પોતાના ખેશ વડે હાથ કસ્યા અને થાણા પર લઇ ચાલ્યા.

રસ્તામાં ચાલતાં અક્ષયબાબુએ પુછયુંઃ—"દલીપ બાબુ! આવી રીતે આપે કેટલાક જીવડાને ખતમ કર્યા છે?"

દલીપદાસે કાંઇ પણ જવાબ ન આપ્યો, તે અક્ષયબાબુ સામે કરડી નજરથી ઘુરકતો રહ્યો.

અક્ષયબાબુએ ફરી પુછ્યું:–" અરે ધ્રુસ્કે છે શું, બાઇ જેવો છે! એ તો તારો હાથ પકકો છે એટલા માટે પુછું છું. નહીં બતાવે તો કોર્ટમાં હું પોતે તને સઘળું સંભળાવી દઇશ. આ મામલામાં જેવું ચક્કર દઇ રાખ્યું હતું, તેમાં કાંઇ તારો થોડો હાથ હતો? તું તો બિચારો ગરીબ ગાય જેવો!!

# પ્રકરણ ૨૪ મું.

## ખુનો દલીપદાસનો ભેદ.

કોર્ટની તપાસમાં દલીપદાસના સંબંધમાં જે કાંઇ વિગતો બહાર આવી, તે નીચે પ્રમાણે છે.

દલીપનો પિતા એક પૈસાદાર શરાફ હતો, જ્યારે તે મરણ પામ્યો ત્યારે દલીપ પચીસ વર્ષનો હતો, અને ત્યારથી દલીપ ખરાબ રસ્તે દોરવાયો. જેવી રીતે એક અંકુશ વગરનો યુવાન કુસંગનો ભોગ થઇ પડીને પોતાનાં જીવનની ઉચ્ચ આશાઓને નષ્ટ કરી દે છે, તેવીજ સ્થિતિ દલીપદાસની થઇ હતી. બદમાશ અને લુચ્ચાઓની સંગતમાં રહીને માત્ર એકજ વર્ષમાં તેણે પોતાના પિતાની પુંજીને મોજ મજાહમાં ફુંકી દીધી. ત્યાર પછી તેણે અનેક પ્રપંચો, ઠગબાજીઓ, બદમાશી વિગેરે કૃત્યોથી ગુજારો કરવા માંડયો, પરંતુ તેમાં તે ન ફાવવાથી જન્મભુમી કલકતા છોડીને બીજા શહેરોમાં કીસમત અજમાવવા નીકળી પડયો, જે લાગટ પાંચ વર્ષ સુધી દેશમાં નહીં આવ્યો. કોઇને તેની કાંઇ પણ ખબર મળતી ન્હોતી. તે પરદેશમાં નવા નવા નામ બદલાવી, બાબુ બનીને ઠગબાજી ચલાવતો રહ્યો. આગ્રામાં ઠગાઇ કરવાના અપરાધ માટે ત્રણ માસની જેલ જાત્રા પણ કરી આવ્યો. જેલમાંથી છુટવા પછી તે પકકો બદમાસ બન્યો, પરંતુ વળી પાછો પકડાયો અને એક વર્ષ માટે જેલમાં ગયો. આમ થવાથી તે સુધર્યો નહી, પણ ઉલટો બગડયો અને એક વધુ બદમાશીના અપરાધ માટે ત્રણ વર્ષના કેદખાનામાં પડયો. આ ત્રણ વર્ષની સજા પુરી થવા પછી તેણે આગ્રામાં રહેવાનું યોગ્ય સમજ્યું નહીં, ત્યાંથી ભાગીને તે લાહોર ગયો ત્યાં પણ તેણે જાલસાજી અને ઠગબાજીનો ધંધો શરૂ રાખ્યો. અહીંથી તેને ગંગાની સાથે મોહબત થઇ. માનો કે–' જેવાંને તેવી મળી. ' બંનેનો સંબંધ ઘણો વધ્યો અને અરસપરસ લગ્ન કરવાની વાત પણ નકકી થઇ. ગંગાને મા બાપ ન્હોતા. હજુરીમલના સસરાને ત્યાં તે રહેતી ને પળતી હતી. તે લોકોને ગંગાની ચાલ ચલણની કોઇ ખબર ન્હોતી.

દલીપને પંજાબમાં હનુમાનની મૂર્તિવાળા સમ્પ્રદાયની ખબર મળી, તેના મગજમાં કાંઈ વિચાર આવ્યો અને તે સમ્પ્રદાયમાં દાખલ થયો. આ સમ્પ્રદાયવાળા લોકોને પણ ઠગીને તેણે ઘણા રૂપીયા મેળવ્યા.

આ સમ્પ્રદાયના લોકો બીજાઓના ખુન કરી નાખે છે, તેવી ચાલતી વાતો તદન ગપ અને પાયા વગરની હતી. દલીપદાસેજ તે વાતો ઉપજાવી કાઢીને લોકોમાં ફેલાવી અને તેને આધારે તેણે ઘણીજ ધુર્તતા ચલાવી. સમ્પ્રદાયવાળાઓ એક પ્રકારની તાંત્રિક ક્રિયા ગુપ્ત રૂપથી કરે છે, તે સિવાય બીજું કાંઇજ નથી. દલીપે તેમાં ઘુસીને કેટલીક હનુમાનની મુર્તિઓ મેળવી અને રૂપીયા વસુલ લેવા માટે ખુન કરવાના નિશાન તરીકે મુર્તિ હોવાની ગપ હાંકી. અનેક પ્રકારની તરકીબો કામે લગાડીને તેણે અસંખ્ય માણસોનો આ વાત પર વિશ્વાસ ખેંચ્યો, અને તેના આધાર પર તે ઘણાકોને ઠગતો અને મોજ મારતો હતો.

ગંગા જ્યારે હજુરીમલની સ્ત્રી સાથે કલકતા આવી, ત્યારે દલીપ પણ આવ્યો. પરંતુ લાંબો વખત વીતી જવાથી કોઇ તેને ઓળખી શક્યું નહીં. તેણે બેધડક પોતાનો એ નામચીન ધંધો કલકતામાં પણ શરૂ રાખ્યો. ગંગાની સહાયતા વડે તેણે હજુરીમલને જાળમાં લઇને ખુબ લુંટયો, બીજી તરફ ગંગા, લાલતાપ્રસાદને પણ નીચોવતી હતી. અને એ રીતે બેઉ બાજુથી માલ મારીને બંને ગુલછર્રા ઉડાવતા હતા.

જ્યારે ધન ચુસીને બંનેએ હજુરીમલને ખંખેરીને ખાલી કરી નાખ્યો, ત્યારે લાલા હજુરીમલ ગભરાઇને ચોતરફ જોવા લાગ્યો કે હવે ક્યાં જવું, શું કરવું ? આવી સ્થિતિ ચાલતી હતી તેવામાં ગુરૂ ગોવિંદસિંહે આવીને હજુરીમલ પાસે રૂ. દસ હજાર જમા કરાવ્યા. પહેલા નંબરનો જુગારી ને લંપટ હજુરીમલ આ આઇતો દલ્લો જોઇને લોભને કાબુમાં રાખી શકયો નહી. આ રકમ ઉઠાવીને ગંગા સાથે દેશ છોડી નાસી જવાનો બંદોબસ્ત કર્યો. ગંગાએ પણ દલીપ સાથે છુપી મસલત ચલાવીને હજુરીમલની વાતને સ્વીકારી લીધી.

હજુરીમલે લાલપ્રસાદને ઉંધુંચી-તું સમજાવીને નોટો બદલાવી લેવરાવી, જમુનાને હનુમાનની મુર્તિની વાતથી ડરાવીને પોતાના હાથમાં કરી લીધી, અને તેની મારફતે તેજોરીમાંથી નોટો કઢાવી. અહીં રેલવે ટીકીટો વિગેરે તૈયાર હતું, પણ તે ગધેડો એટલું નહીં સમજ્યો કે, ગંગા તેને થાપ આપીને દસહજાર પડાવી લેવા માગે છે.

ગંગા ઉપર જમનાને સંપૂર્ણ વિશ્વાસ હતો. બંનેની વ્હેંચાયલી રોટલી હતી. જમુના કોઈ વાત ગંગાથી છુપાવતી ન્હોતી. તે તજો-રીમાંથી દસ હજારની નોટોનું બંડલ લઇ આવેલી એ વાત પણ તેણે ગંગાને કહી દીધી હતી. ગંગાએ એ સઘળું દલીપને કહ્યું હતું અને તેણીએ રાણીગલીમાં હજુરીમલ પાસે જવું એમ બંને વચ્ચે ઠર્યું હતું. હજુરીમલ પાસેથી દસ હજારની રકમ ગલીમાં મળતાં ગંગાએ હજુરીમલ સાથે નાસવાની હજુરીમલને કબુલાત આપી હતી બીજી તરફથી દલીપદાસ અને ગંગા વચ્ચે એવી ગોઠવણ થઇ હતી કે, ગંગા રાણીગલીમાં જાય ત્યારે દલીપદાસે ગલીમાં આજુ-બાજુ કયાંક વેશ બદલી છુપાઇને ઉભા રહેવું, અને ગંગાના હાથમાં જેવી તે રકમ આવે કે, તેણે ઝુંટવીને રવાના થઇ જવું. બસ, કામ વગર હથીયારે લડાઇનું થઇ જાય! હજુરીમલ એમજ સમજે કે, બજારનો કોઇ ગુન્ડો બદમાશ ઝડપ મારી ગયો.

પ્રથમ આ પ્રમાણે ગોઠવણ થયેલી, પરંતુ પાછળથી રાત વેળાએ રાણીગલીમાં જવા માટે ગંગા ડરી ગઇ. જેણે ઘોર અંધારી રાત્રિઓમાં અનેક સાહસના કામો કરેલા, મોટી મોટી મારફાડ અને ખુન ખરાબીઓમાં જે હિમ્મતથી સામેલ રહેલી, તે આજે માત્ર રાણીગલીમાં જવા માટે ડરી ગઇ. દલીપદાસ તેથી ભારે મુંઝવણમાં પડયો. ગંગાને ઘણી રીતે સમજાવી પટાવી અને કહ્યું કે, " જો આ પ્રસંગે હિંમત હારીશ તો આ દસ હજાર પાણીમાં જશે. "

ગંગાએ કહ્યું–" હું તો કોઇપણ રીતે જવાની નથી. જ્યારે એક વખત દીલ પાછું હઠયું, તો પછી ગમે તેવો લાભ છતાં આ જીંદગીમાં હું હા પાડી શકતી નથી. દસ હજારને માટે મેં એક યુકિત રચી છે. જગેસરીને મારી સાડી પહેરીને જવા માટે મેં સમજાવી છે અને તે પણ જવાને કબુલ થઇ છે. માત્ર પાંચસો રૂપીયા તેને આપવા પડશે. હજુરીમલ રાતને વખતે તેને ઓળખી શકશે નહીં, સાડી જોઇને ભુલાવો ખાશે. મારૂં કામ એ પ્રમાણે મેં કરી રાખ્યું છે, તમારૂં તમે સંભાળો. "

આ પછી બંનેએ એક બીજા પર પ્રેમ ભાવ દેખાડયો. બંને એક બીજાના આધાર પર જીવવાવાળા બન્યા, પરંતુ બંનેના હૃદયમાં પ્રેમ માત્રનું નામ ન્હોતું. ફક્ત સ્વાર્થને ખાતર બાહેરથી પ્રેમી બન્યા હતા.

# પ્રકરણ ૨૫ મું.

## ખુની દલીપદાસનો ભેદ. ( ચાલુ )

રાત્રીના આઠ વાગતા ગોઠવણ મુજબ દલીપદાસ જગેસરીને લઇને ચંદનનગરથી કલકતા ગયો. તે જાણુતો હતો કે, પાંચસો રૂપીયાના લોભથી જગીયા આ કામ કરી રહી છે, પરંતુ ખરી વાત તો જુદીજ હતી જગીયા અમીચંદને ચાહતી હતી, તેણીએ સઘળી રકમ અમીચંદને આપી દેવા અને તેની સાથે નાસી જવાની ગોઠવણ કરેલી હતી, તે વાતને ગંગા કે દલીપ કોઇ જાણતું ન્હોતું. જગીયાએ હાવરા સ્ટેશન જવાના રસ્તા પર ગંગા કીનારે અમીચંદને ઉભા રહેવા માટે કહી દીધું હતું.

પરંતુ દલીપના ભેજામાં પાછો જુદોજ વિચાર આવ્યો. જગીયા પર તેને વિશ્વાસ બેઠો નહીં. તેણીને એક સુનસાન મકાનમાં લઈ ગયો અને કહ્યું—" જો જગીયા, હજુરીમલ સારો માણસ નથી, રાણીગલીમાં તે તને ઓળખી જશે તો કોણ જાણે શું કરશે. એ આફતમાંથી તને બચાવવા માટે મેં એક યુકિત શોધી કહાડી છે, તે પ્રમાણે તારે વર્તવું. "

જગીયા દલીપદાસને સારી પેઠે ઓળખતી હતી, એકલી હોવાથી આનાકાની કરવા જતાં જીવનો જોખમ સમજીને બોલી—" જે તમો કહો તે કરવા તૈયાર છું. "

દલીપે કહ્યું—" સારૂં, આ દાઢી અને કપડા પહેરીને તું પુરૂષ બની જા, હું સાડી પહેરીને ગંગા બનીશ. તું અલગ ઉભી રહેજે, હું કામ પાર ઉતારી, રકમ લઇને તને આપીશ. તું જઇને ગંગાને આપજે. "

દલીપદાસે એટલું કહીને તેણીને દાઢી મુચ્છવાળો મર્દ બનાવ્યો, અને પોતે સાડી પહેરીને ખાસ્સી મજેહની સુંદરી બન્યો. તે અસલ દાઢી મુછ તો રાખતો જ નહોતો. આ રીતે પુરૂષની સ્ત્રી અને સ્ત્રીનો પુરૂષ બનીને બંને ધારેલે વખતે રાણીગલીમાં પહોંચ્યા. દલીપ લાંબો ઘુંઘટો તાણીને એક જગ્યાપર ઉભો રહ્યો. દસ મીનીટ પછી હજુરીમલ દાઢીવાળા દરવાનના વેશમાં ત્યાં પહોંચ્યો અને ગલીમાં ચોતરફ જોતા જોતો ઘુસ્યો, ત્યાં ઘુંઘટ વાળીને જોતાજ ખુશી થઇને બોલ્યો—" શાબાશ ! ગંગા ! ખુબ કરી, આજે મેં જાણ્યું કે તું મને અંતઃકરણથી ચાહે છે. "

ઘુંઘટ કાઢીને ઉભેલો દલીપ મ્હોડેથી કાંઇ બોલ્યો નહીં, માથુ

હલાવી હાથ લાંબો કર્યો. એટલે હજુરીમલે કહ્યું-"ચાલો, અહીંયા રોકાવું ઠીક નથી. જગ્યા ખરાબ છે, એકદમ ચાલો, મેં બે ટીકીટો ખરીદી લીધી છે."

તો પણ દલીપે તો પાછું માથું હલાવીને હા પાડી અને હાથ લાંબો કર્યો. હજુરીમલે શંકાથી કહ્યું:-"તું મ્હોડેથી કાં બોલતી નથી, અહીંયા કોણ છે કે તું શરમાય છે?"

છતાં ઘુંઘટમાંથી એક શબ્દ નીકળ્યો નહીં, હજુરીમલે નજીક આવીને ઘુંઘટ ઉંચો કરી નાખ્યો, અને બોલી ઉઠયો—"અરે! આ તું કોણ છે?"

હવે ભેદ ખુલતો જોઇને દલીપે ઝડપથી હજુરીમલની ગરદન પકડી લીધી. હજુરીમલ પણ કમજોર નહોતો. તે છોડવવાની કોશીશ કરવા લાગ્યો પરંતુ ગળું દબાઇ રહેવાને લીધે બોલી શકયો નહીં. ગોં ગોં કરીને નીચે પડી ગયો. તુરતજ દલીપે ખીસ્સામાંથી છુરો કહાડીને છાતીમાં ભોંકી દીધો. હજુરીમલ તરફડીયા મારતો ત્યાંજ પડયો રહ્યો. દલીપે નોટનું બંડલ લઇને પોતાની સાડીને છેડે બાંધ્યું અને લાશની પાસે સિન્દુરવાળી હનુમાનની મુર્તિ મુકીને જગીયા પાસે ગયો. તે સઘળું દુરથી જોઇ રહી હતી. દલીપને જોઇને તે ધીરેથી બોલી-"શું થયું?" દલીપે જોરથી કહ્યું-"ચાલ અહીં આવ."

જગીયાનો પગ ઉપડયો નહીં, દલીપદાસે હાથ પકડીને ખેંચી, ધ્રુજતી કાંપતી જગીયા સાથે ચાલી, ગલીના નાકા પાસે આવીને બંને ગાડીમાં બેઠા અને ગાડીવાનને હાવરા સ્ટેશનપર લઇ જવાનો હુકમ આપ્યો. ગાડી ચાલતી થઇ, અંદર બેઠા બેઠા દલીપે સાડી ઉતારીને જગીયાને પહેરાવી દીધી અને પોતે દાઢી મુછ ચડાવીને પુરૂષ થઇને બોલ્યો-"જો ખબરદાર! કોઇને પણ આ વાત કહીશ તો તારી દશા પણ હજુરીમલના જેવી કરીશ."

"નહીં, જીવતા જીવત તો નહીં કહું." જગીયા ભયથી કંપતી બોલી.

દલીપે કહ્યું—"હવે તું સીધી ચંદનનગર જા. ગંગાને કહેજે કે હજુરીમલ આવ્યો નહીં, વધુ કાંઇ કહેવું નહીં. હું આવીને પછી બધું ઠીક કરી લઇશ."

"બહુ સારૂં," જગીયાએ કહ્યું, તેટલામાં ગાડી સ્ટેશનના દ્વાર પાસે ઉભી રહી. કોચવાનને રૂપીયો આપીને દલીપે વિદાય કરી દીધો, અને જગીયાને "ખબરદારીથી જજે" કહીને પોતે કલકતા

પાછો ફર્યો. તે મનમાં બબડયો—"બદમાશ મરતી વખતે સાડી પકડીને પટકાઇ પડયો અને ખેંચાવાથી સાડીનો ખુણો પણ ફાટી ગયો."

જગીયા કાષ્ટ પુતળીની પેઠે ઉભી રહી, દલીપના જવા પછી સાડીનો ખુણો વજનદાર લાગ્યો, ખોલીને જોયું તો નોટોનું બંડલ બાધ્યું હતું. તે સમજી કે સાડી ઉતારતી વખતે દલીપ બંડલ છોડવાનું ભુલી ગયો છે. ખુશીથી ઉછળતી તે અમીચંદ જ્યાં ઉભો હતો ત્યાં જવાને દોડી. તે વખતે સંયોગથી તેને કોઇએ જોઇ નહીં. સડક પર મ્યુનિસીપાલ બત્તીઓ થોડે થોડે દુર બળતી હતી. દોડતી તે ઘાટ પર પહોંચી, તો અમીચંદને પોતા તરફ આવતો જોયો. તે તેને દુરથી ઓળખીને ઉતાવળે પગલે સામે આવતો હતો. જગીયાએ નોટોનું બંડલ અમીચંદના હાથમાં મુકતાં કહ્યું—"અરે ! હજુરીમલનું તો ખુન થઇ ગયું !"

એટલામાં પાછળથી એક દાઢીવાળાએ છરા વડે તેણી પર હુમલો કર્યો અને જગીયા તેની ચોટથી જમીન પર પટકાઇ પડી. હુમલો કરવાવાળો પણ માથે પડયો. અમીચંદે તેના હાથ માંહેનો ચમકતો છરો જોયો અને તુરત જીવ લઇને ભાગ્યો.

દલીપ સ્ટેશન પાસે જગીયાથી છુટો પડીને થોડો ઘણો દુર ગયો એટલામાં તેને નોટોના બંડલની યાદ આવી. સાડીનો ખુણો ફાટવાનો વિચાર કરતાં નોટોના બંડલનો ખ્યાલ આવ્યો, તે પાછો ફર્યો અને સ્ટેશન પર આવીને જોયું તો તેણી મળે નહીં. તેણે ચોતરફ જોયું તો તેણીને દોડતી જતી જોઇને પોતે પણ એકદમ પાછળ દોડયો. નજીક આવીને જોતાં તેણીને કોઇ પુરૂષ સાથે વાત કરતાં જોઇ અને તુરતજ છરા વડે તેની પર હુમલો કર્યો. ઉતાવળ અને ગભરાટમાં તેણે અમીચંદને ઓળખ્યો નહીં. જગીયાની છાતીમાં છરો ભોંકીને તેનું ખુન કરી નાખ્યું. અને પછી સાડીમાં નોટોનું બંડલ શોધવા લાગ્યો, જ્યારે તેમાં ન મળ્યું ત્યારે પેલા શખ્સને ચોતરફ જોવા લાગ્યો, થોડા કદમ તેની પાછળ દોડયો પણ કાંઇક વિચાર કરીને પાછો અટકી ગયો. તુરતજ તે લાશને ગંગામાં ફેંકવા માટે ચાલ્યો, પરંતુ કોઇનો પગરવ સભળાતાં લાશની પાસે મુર્તિ છોડીને ત્યાંથી ભાગ્યો.

બીજે દીવસે દલીપ એ ચિન્તામાં રહ્યો કે પોલીસ શું કરે છે. તેણે સાંભળ્યું કે, લાશ મળી પણ હજુ સુધી કોઇ ઓળખી શક્યું નથી. તે સમજ્યો કે પોતાની ઉપર કોઇ સંદેહ લઇ જશે નહીં. માત્ર

જગીયા એકલીજ જાણતી હતી, તે તો મરી ચુકી. તેનો પ્રેમી પણ દલીપને અસલ રૂપમાં જોઇ શકયો નહોતો, તેથી તે ઓળખી શકે તેવી પણુ ધાસ્તી ન્હોતી. છતાં આ પ્રકારે બબે ખુન કરીને બેપરવાહીથી ફરવું એ દલીપદાસ જેવા મજબુત મનમાંના પક્કા માણુસનુંજ કામ હતું.'

દલીપે ગંગાને સઘળો હેવાલ કહી દેવાની જરૂર જોઇ, તે કારણ છેણે ચન્દનનગર જઇને સઘળું કહી સંભળાવ્યું, અને આ વાત પણ કહી કે જગીયા માત્ર પાંચસો રૂપીયાના લોભ ખાતર નહીં, પણ સઘળો માલ હાથ કરીને પોતાના કોઇ પ્રેમીને આપવા માટે તૈયાર થઇ હતી. તે પછી દલીપે ગંગાને વિનંતીની ઢપે કહ્યું કે, "તું મને બચાવશે, તોજ હું બચી શકીશ, નહીંતર પોલીસવાળા મને છોડશે નહીં." ગંગાએ ખાત્રી આપી કે તેણી કોઇને પણ કહેશે નહીં. બસ આ વાત કરતા તેઓ ઓરડામાં આવતા હતા કે, ત્યાં નવીનબાબુ બેઠા છે. તે પછી જે કાંઇ બન્યું તેનાથી વાંચનાર ઉપર વાકેફ થઇ ચુકયો છે.

એ પ્રમાણે નવીનબાબુ સાથે મળવા પછી બીજે દીવસે તેના મકાનપર જઇ દલીપ ડિટેકટીવનો સોબતી બન્યો. તેનો હેતુ એ હતો કે તેની પર કોઇ સંદેહ ન કરે, અને પોલીસ શું કરે છે તેની પણ ખબર મળતી રહે.

ખરેખર એમજ બન્યું. તેની ઉપર કોઇને શક ન ગયો. નવીન બાબુને વખતો વખત મળતા રહેવાથી તેણે સાંભળ્યું કે, જગીયાએ જેને નોટોનું બંડલ આપ્યું હતું તે અમીચંદ હતો. આ ઉપરથી લોભમાં પડીને તેણે અમીચંદને ચીઠી લખી અને છેલ્લે એજ ચીઠીથી તે પકડાઇ ગયો.

માજીસ્ટ્રેટની કોર્ટમાં આ સઘળી વાતો જાહેર થઇ અને એ ખુન કરવાના અપરાધ માટે દલીપદાસને સેશનમાં નોંધવામાં આવ્યો.

# પ્રકરણ ૨૬ મું.

## દલીપદાસનો ફેજ અને છેવટ.

અત્યારે નવીનબાબુ હજુરીમલના કુટુમ્બના સંરક્ષક બન્યા છે. તેઓએ હજુરીમલનું દીવાળું નીકળી જવાથી તેમની સ્ત્રી અને જમુના વિગેરેના ગુજારા માટે કોશીશ કરીને અદાલતમાંથી કાંઇક અપાવ્યું હતું.

જમુનાના લગ્નનો પણ તેઓએ બંદોબસ્ત કર્યો, અને કેસનું છેવટ આવતાં લગ્ન કરી આપવાની ગોઠવણ થઇ ચુકી હતી.

દલીપદાસના પકડાવા પહેલાંજ ગંગા હજુરીમલનું ઘર છોડીને ક્યાંક ચાલી ગઇ હતી, અને તે ક્યાં ગઇ હતી તે કોઇને માલુમ ન હતું, પણ નવીનબાબુ જાણી ગયા હતા કે, તે લાલતાપ્રસાદના આશ્રયમાં છે. દલીપના માથેથી ઉતરીને તે લાલતાની ખાંધે સ્વાર થઇ છે.

દલીપ સેશનમાં નોંધાયા પછી અક્ષયબાબુ એક દીવસે નવીન બાબુના મકાન પર ગયા અને હસતા હસતા પુછ્યું—"કેમ જી, ડિટેકટીવ લેખક સાહેબ! ફરીથી જાસુસી કરશો કે ?"

નવીનબાબુ—"માફ કરો આપણે તો એકજ વખતમાં થાકી ગયા."

અક્ષયબાબુ—"સારૂં, આ રાણીગલીવાળા મામલાનું કોઇ નૉવેલ તો તૈયાર કરી નાખો કે, આપની પ્રસાદીથી આ અભાગ્યનું નામ પણ થોડુ ઘણું આશકારા થઇ જાય."

નવીનબાબુ—"હા, આ મામલો તો વાર્તાઓથી પણ ચડી જાય તેવો છે, પરંતુ—"

"પરંતુ શું, પાત્રો પણ કાંઇ ઓછા છે ?" અક્ષયબાબુ વચ્ચે બોલી ઉઠ્યા.

"ગંગા જેવી નાયીકા અને દલીપ જેવા નાયક એક વાર્તાને લાયકના નહીં ગણી શકાય. તેમાં તો સારા ચારિત્રવાળા નાયકો જોઇએ." નવીનબાબુએ કહ્યું.

"તો જમુનાને નાયિકા બનાવો અને આપ ખુદ નાયક બની જાઓ."

નવીનબાબુનું મ્હોડું લાલ થઇ ગયું, તે બોલ્યા,—"આપ હમેશાં મશકરી કરતાં રહો છો, જમુનાનું તો હું લગન કરી આપું છું"

"ઓહો! કોની સાથે." અક્ષયબાબુએ પુછ્યું.

"એક સારા પાત્ર સાથે."

"તો આ પ્રેમને તમો વાર્તામાં નિસ્વાર્થ પ્રેમ કહો છો શું ?"

"બસ! બસ, બહુ મશકરી સારી નહીં."

"ખેર, ચાલો! એતો કહો કે' આપ આ ગરીબને આશકારા કરશો યા નહીં ?"

"તે કેવી રીતે ?"

"આ રાણીગલીવાળા બનાવ પર એક ડિટેકટીવ વાર્તા લખીને ?"

" હા, બનાવ તો ઘણો અદ્દભુત છે. સાચો હોવા છતાં એક વાર્તાથી ચડે તેવો. "

" આપે સઘળું તો સાંભળ્યું નથી. "

" કેમ ! કાંઇ બીજું બન્યું છે ? "

" જી હાં ! વળી પેલી કોઠીમાંથી દસ હજારની ચોરી થઇ, તે ખુદ લાલતાપ્રસાદેજ કરી છે, અને શ્રીમતી ગંગાને લઇને મુંબઇ ભાગી ગયો છે. હવે અમારા લોકોનું ગળું છુટ્યું અને રાવસાહેબો પર આફત ગઇ. "

" કેવી રીતે ? " નવીનબાબુએ પુછ્યું.

" એ લક્ષ્મી અહીં રહેત, તો ન જાણે કેટલા ઘર ઘાલત, અને આફત લાવત. "

" તો આપ આ મામલામાં ખુબ થાક્યા ? "

" બેશક, એકવાર નહીં પણ હજારવાર કબુલ કરૂં છું. "

" હવે તો આપ પરથી આફત ગઇ. "

" ચિન્તા નહીં, બીજી આફત આવશે, જીવતા છીએ ત્યાંસુધી તે કાંઇ ટળવાની નથી. હા, જુઓ દલીપને ફાંસી ન થઇ. "

" કેમ ! શું કાળા પાણીની સજા થઇ ? "

" જી નહીં, એવા પાપીનો ફાંસીએ પણ સ્વીકાર ન કર્યો. જેલમાંજ તે કોલેરાથી મરી ગયો. જગતકર્તાએ તેને શિક્ષા કરવા માટે પોતાની દરબારમાં બોલાવી લીધો. "

" એવા પાપીને માટે ત્યાં પણ જેટલી સજા થાય તેટલી ઓછીજ ગણાશે. "

\+ \+ \+ \+

આ રાણીગલીવાળા બનાવ પર નવીનબાબુએ એક વાર્તા લખાને છપાવી, બે દીવસમાં સઘળી પ્રતો વેચાઇ ગઇ. બીજી આવૃતિ છપાતા સુધીમાં બુકસેલરો પર ધાડ આવી, ગ્રાહકોના તકાજાનો દરોડો પડવા લાગ્યો, વાંચનારાઓમાં ભારે ચટપટ મચી રહી. બીજી વખતે કેટલીક હજાર નકલો છપાવવી પડી અને તે ગ્રાહકોને પહોંચાડવામાં આવી.

# સમાપ્ત.

ધી

# ન્યુ ફોનોગ્રાફ ગાયનમાળા

અથવા

# રેકર્ડ ગાયન સંગ્રહ

ભાગ ૧-૨-૩-૪-૫ ૬-૭-૮.

## કંપલીટ ૨૦૦૦ ગાયનોનો મોટો જથ્થો.

આ અમારૂં સ્પેશીયલ શીલેકશન ખાસ ચુંટી કાઢેલું મુઠ્ઠી ભરીને રૂપીઆ ખરચતાં એકકું ન કરી શકાય તેવા પ્રમાણનાં ગાયનોનો એક એકથી ચડતી ચીજોનો સંગ્રહ કરેલો છે.

---

## કીંમત ફકત રૂપીઆ સાડા ત્રણ.

વી. પી. ખર્ચ જુદું.

આ શીલેકશન [સંગ્રહ] કચરાપટ્ટી નથી. એમાં પ્રખ્યાત નાટકો માંહેલા જાણીતા માનીતા અને લોકપ્રીય ચુંદા એકટરોએ ગાયલા ગાયનો, પ્રખ્યાત ગવૈયાઓ અને ગાનારીઓના મીઠા કંઠ સ્વરમાંથી ગવાયલા દીલપસંદ, રાગ રાગણી સાથેના ભરપુર મધુર ગાયનો ભરેલાં છે, તેમજ ભાવનામય ગાયનો, ભજનો, કાવ્યો વીગેરેનો સમાવેશ પણ કરવામાં આવ્યો છે.

મળવાનું ઠેકાણું;—

## મેસર્સ લલ્લુભાઈ નારણદાસ એન્ડ સન્સ.

લીમડાચોક—સુરત.

# ખાસ ઉપયોગી નવીન નોવેલો



| | |
|---|---|
| કઠોર કચ્છી કે ઉછળતું મુડદું ભાગ ૧ લો | ૨-૮-૦ |
| " " " ૨ જો. | ૩-૦-૦ |
| સુધારાનો સાર કે કીસ્મતનો પ્રહાર. | ૧-૮-૦ |
| કાબુલના કાળા મેદાં. | ૧-૮-૦ |
| ચેરાગે ઈલ્મ યાને સંસારનો સાથી. | ૧-૦-૦ |
| શાહજાદી શહેરા. | ૧-૪-૦ |
| તુરકી સામે ઈટાલીયન કાવતરૂં. | ૧-૪-૦ |
| ખલીફ હારૂન અલ-રસીદ. | ૧-૮-૦ |
| ઈસલામના સાચા મોતી. | ૦-૧૨-૦ |
| હનુમાનની મુર્તી. | ૨-૦-૦ |
| ખુની બેગમ. | ૨-૦-૦ |
| દરીયાની ડાકણ | ૨-૦-૦ |

ગઝલ કવાલીયોંકે શોખીનોકે લીયે ઉર્દુ જબાનમેં

## દીલખુશ કીતાબો.

| | |
|---|---|
| ગઝલે મેહફીલ ઉર્ફે પરસ્તાને કવાલી. | ૧-૦-૦ |
| મહેફીલે મજલ ઉર્ફે ગૌહરે કવાલી. | ૦-૧૨-૦ |
| ચમનમેં પુર બ્હાર ઉર્ફે કવાલીએ ગુલઝાર. | ૦-૪-૦ |
| ગઝલે બ્હાર ઉર્ફે ગુલશને કવાલી. | ૦-૪-૦ |
| પરસ્તાને મુંબઇ ઉર્ફે બ્હાર બુલબુલ. | ૦-૪-૯ |
| ગઝલે દીલારામ ઉર્ફે દીલખુશ કવાલી. | ૦-૪-૦ |
| ગૌહરે ઈશ્ક ઉર્ફે બુલબુલે કવાલી. | ૦-૪-૦ |

## ચપળા અથવા ચોર્યાસીનું ચક્ર

એક ચમત્કારિક હિન્દુ સંસારી વારતા.

જો ઉત્તમ સ્ત્રી ચરિત્ર વાંચવું હોય તો આ વારતા વાંચજો!

શા માટે આ વારતા વાંચશો?

- જો નીતિની નિશાની જોવી હોય
- જો સતીના સુલક્ષણો સમજવાં હોય
- જો સંસારી શોભા સાંભળવી હોય
- જો સત્યાગ્રહ શોભાવવો હોય

તો આ વારતા વાંચજો!

મળવાનું ઠેકાણું,

બુકસેલર લલ્લુભાઇ નારણદાસ.

લીમડાચોક—સુરત.

# ભાગ્યનો પારસ.

જ્ઞાનનો ભંડાર, સદાચારનો સાગર, અહિંસાની અનુપમ આરસી, સદ્-બુદ્ધિ માટે સદ્બોધક, ધર્મની ઢાલ, નીતિનું રહસ્ય, અને સારાંશમાં પવિત્ર જીવન પસાર કરવાનો પાઠ શીખવનારૂં આ પુસ્તક છે.

સુપ્રસિદ્ધ પુસ્તકનો સુંદર સાર આ પુસ્તકમાં સમજાવ્યો છે.

સ્વધર્મને ચાહનારા જનો માટે આ પુસ્તક અત્યંત પ્રિય છે.

ઉપર પૃષ્ઠનું દળદાર ઉંચા ગ્લેઝ કાગળ પર સુંદર છાપેલું અને કપડાના પાકા પુઠાનું આ પુશ્તક છે.

કીંમત— રૂ. બે પોસ્ટ જુદું.

# —શું વાંચશો ?—



જો તમે ઘણા ઘણા નોવેલો વાંચી કંટાળી ગયા હોવ તો પણ હમારા સ્પેશિયલ "ડીટેકટીવ નોવેલો" એક વાર જરૂર વાંચશો. આ 'ડીટેકટીવ નોવેલો" કચરાપટ્ટી નથી, જ્ઞાન સાથે ગમ્મત આપનાર અદ્દભુત પાકમોથી ભરપુર અતિલોકપ્રિય થઇ પડેલા છે. જે એકવાર વાંચ્યા બાદ ફરી હાથમાંથી મુકવાનું મન થતું નથી. એક એકથી ચઢીઆતા છતાં કાગળની મોઘવારી છતાં કીંમત ઘણીજ જુજ રાખવામાં આવી છે.

| | |
|---|---|
| કાબુલના કાળા મેદા. | ૨-૦-૦ |
| તુરકી સામે ઈટાલીયન કાવતરૂ. | ૧-૪-૦ |
| ડીટેકટીવ બારમાળા. નં. ૧ થી ૧૨ વાર્તાઓ. | ૩-૦-૦ |
| ખુની બેગમ. | ૨-૦-૦ |
| દરીયાની ડાકણ. પાકું સોનેરી પુઠું લિઝ કાગળ છતાં કીંમત માત્ર | ૨-૦-૦ |
| ડીટેકટીવ કુતરો. | ૦-૧૦-૦ |

## નવી બહાર પડેલી બુકો.

| | |
|---|---|
| કઠોર કચ્છી કે ઉછળતું મુડદું ભાગ ૧ લો. | ૨-૮- |
| ” ” ભાગ ૨ જો. | ૩-૦- |
| સુધારાનો સાર કે કીસ્મતનો પ્રહાર ? | ૧-૮- |
| ભાગ્યનો પારસ. | ૨-૦- |
| ચપળા અથવા ચોર્યાશીનુ ચક્ર. | ૨-૮- |
| ધી ન્યુ કોનોગ્રાફ ગાએન. | ૩-૮- |

મળવાનું ઠેકાણું:—

**મેસર્સ લલ્લુભાઈ નારણદાસ એન્ડ સન્ર**

**ચીમડાચોક—સુરત.**